४३०

पूजा विधी सहीत

# सत्यनारायण

## नी कथा.

छपावी प्रसीद्ध कर्त्ता

मंगळदास जेइताराम बुकसेलर

घांचीनीपोळ—अमदावाद

अमदावाद

श्री. सारदा प्रीन्टिंग प्रेस, वलंदानी हवेलीमां

शा. डाह्याभाइ हरीलाले छापी

संवत १९६६ सने १९१०

# अथ श्रीसत्यनारायणनी पूजानो विधि.

---:o:---

## પુજામાં ઉપયોગી સામગ્રી

સત્યનારાયણની પૂજા કરનાર ગૃહસ્થે પ્રથમ શ્રી સત્યનારાયણ દેવની પુજા માટે નિચે પ્રમાણે સર્વ સામગ્રી તૈયાર કરવી:--મંડપ માટે કેળના ચાર થાંભલા, મંડપની આસપાસ બાંધવા માટે આંબાનાં પાંદડાંનુ તોરણ, પીપળો, ઉંબરો, પીપર, આંબો અને વડ, એમ પાંચ જાતનાં વૃક્ષનાં પલ્લવો, ગોળ તથા ઘી ગણપતિનાં નૈવેદ્ય માટે લક્ષ્મીનર તથા સત્યનારાયણની સુવર્ણની મુર્તી, ત્રાંબાનો કળશ, પંચપાત્ર, ત્રીભાણું, આચમની, જનોઈના બે જોટા. પાંચ જાતનાં રત્નો જેવાં કે-સુવર્ણ, રૂપું, મોતી, લાજવર્ત અને પવાલ, અને રત્નોને અભાવે એ-રત્નોના પ્રતિનિધિ તરિકે સુવર્ણમુદ્રા, રૂપાનાણું અથવા તો તામ્રનાણું, વસ્ત્ર તથા ઉપવસ્ત્ર, ચોખા, બુક્કિ, કુંકુમ, અબીલ, દુર્વા, ગુલાલ, સર્વોષધી, ધુપ, પુષ્પો, હલદરના ગાંઠીઆ, નાડું એક હજારને એક તુલસી દલ, ત્રણ નારીયેલ, પચ્ચીસ પાન, પચ્ચીસ સોપારી, રૂપીઆનું પરચુરણ તથા પાવલાના પૈસા, કેળાં, દ્રાક્ષ, દાડિમ, નારંગી વગેરે ફળો, પુષ્પની બે માળા, પોથીને માટે રૂમાલ, શ્રીલક્ષ્મીનારાયણના સ્નાન માટે દુધ, દહિ, ઘી, મધ તથા સાકર, પુણ્ય હવાચન માટે એક ત્રાંબાનો કળશ. શ્રીલક્ષ્મીનારાયણને પહેરાવવા માટે બાજઠ, એક સફેદ એક રાતો, અને એક રાતો રેશમી અંચલો. એમ ત્રણ વસ્ત્રના કટકા. સત્યનારાયણ દેવના નૈવેદ્ય માટે સવાશેર સાકર, સવાશેર, દુધ, સવાશેર ઘઉંનો રવો તથા સવાશેર કેળાં, આ પ્રમાણે સર્વ પુજાની પ્રથમથીજ તૈયારી કરી રાખવી કે જેથી પુજા કરતી વખતે વારંવાર ઉઠવું પડે નહીં અને શ્રીસત્યનારાયણ દેવની પુજામાં વિઘ્ન પણ પડે નહીં.

## પુજા કરવાના દિવસો તથા પુજાનો વિધિ.

સત્યનારાયણની પુજાને માટે શાસ્ત્રમાં પુનેમ, અમાસ, અગ્યારસ, આઠમ, સંક્રાંતિ અર્ધોદય પર્વ, જયંતી, વ્યતિપાત, રવિવાર એમ જુદા જુદા સમયો કહ્યા છે. તે યજમાને શ્રદ્ધા તથા ઉત્સાહ થાય

ત્યારે પણ પુજા કરવાની શાસ્ત્રમાં આજ્ઞા કરેલી છે. શ્રીસત્યનારાયણનું વ્રત કરનારા યજમાને જે દિવસે પુજા કરવાની હોય તે દિવસે સપત્નીક ઉપવાસ કરવો અને દિવસે સંધ્યાવંદન, દેવપુજન, ભજન વગેરેથી ગુજારવો. પછી સાયંકાળે ફરીને પત્નીસહ નહાઇ, સ્વચ્છ વસ્ત્ર પહેરી, ખભે ઉતરીય વસ્ત્ર નાંખીને દેવમંદિરમાં જ્યાં પુજા કરવાની હોય ત્યાં જવું, ત્યાં શ્રીસત્યનારાયણને માટે ઉતરાધે અથવા તો પુર્વાધે મુખે પ્રથમથીજ મંડપ બંધાવીને તૈયાર રાખ્યો હોય તેની સમીપમાં પત્ની સાથે અથવા તો એકલાં પવિત્ર આસન ઉપર ઉતરાધે મુખે અથવા તો પુર્વાધે મુખે બેસી ત્રણ વાર હાથમાં જળ લઇને આચમન કરવું આચમન પછી પ્રાણાયામ કરવો, તથા યજમાનને અને પત્નીને ચાંલ્લો કરવો તેનો મંત્ર **स्वास्ति** પછી પુજા વિધિના આરંભ માટે બે હાથ જોડીને નિચે પ્રમાણે દેવને પ્રણામ કરવા.

ॐ श्रीमन्महागणपत्ये नमः । श्रीगुरुभ्यो नमः । श्रीलक्ष्मीनारायणाभ्यां नमः । श्रीकुलदेवताभ्यो नमः श्रीइष्टदेवताभ्यो नमः । श्रीग्रामदेवताभ्यो नमः । श्रीसर्वेभ्यो ब्राह्मणेभ्यो नमः ॥

નમસ્કાર કર્યા પછી બે હાથ જોડીને નિચેના મંગળ મંત્રો બોલવા.

ॐ सुमुखश्चैकदन्तश्च कपिलो गजकर्णकः ॥ लंबोदरश्च विकटो विघ्ननाशो विनायकः ॥ १ ॥ धुम्रकेतुर्गणाध्यक्षो भालचंद्रो गजाननः ॥ द्वादशैतानि नामानि यः पठेच्छृणुयादपि ॥ २ ॥ विद्यारंभे विवाहे च प्रवेशे निर्गमे तथा ॥ संग्रामे संकटे चैव विघ्नस्तस्य न जायते ॥ ३ ॥ शुक्लांबरधरं देवं शशिवर्णं चतुर्भुजं ॥ प्रसन्नवदनं ध्यायेत्सर्वविघ्नोपशांतये ॥ ४ ॥ अभीप्सितार्थसिद्ध्यर्थं पुजितो यः सुरासुरैः ॥ सर्वविघ्नहरस्तस्मै गणाधिपतये नमः ॥ ५ ॥ वक्रतुंड महाकाय सूर्यकोटिसमप्रभ ॥ निर्विघ्नं कुरु मे देव सर्वकार्येषु सिद्धिद ॥ ६ ॥ सर्वमंगलमां

गल्ये शिवे सर्वार्थसाधिके ॥ शरण्ये त्र्यंबके गौरि नारायणि नमोस्तुते ॥ ७ ॥ लाभस्तेषां जयस्तेषां कुतस्तेषां पराजयः येषामिन्दीवरश्यामो हृदयस्थो जनार्दन ॥ ८ ॥ सर्वेष्वारंभकार्येषु त्रयस्त्रिभुवनेश्वराः ॥ देवा दिशंः सिद्धि ब्रह्मेशानजनार्दनाः॥९॥

પુજાનો વિધિ

એ પ્રમાણે દેવતાઓની પ્રાર્થના કર્યા પછી યજમાને જમણા હાથમાં જળ લઇને આ પ્રમાણે સંકલ્પ કરવો.

अद्याद्य महामांगल्यफलप्रदे मासोत्तमे मासे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे अमुकनक्षत्रे ॥ ( જે મહિને પક્ષ, તિથિ, વાર, નક્ષત્ર હોય તે બોલવા. ) ममसकलदुरितोपशमनमसर्वापच्छांति पुर्वकसकलमनोरथ सिद्धयर्थं यथासंपादितसामग्रया गणेशगौरीवरुण ब्रह्मा विष्णु रुद्र लक्ष्मी सुर्यादि नवग्रह देवतेंद्रादि लोकपाल देवतापूजन पुर्वक मंगाकित श्री सत्यनारायणपुजनं तथा तत्कथाश्रवणमहं करिष्ये ॥ तदंगीभूतमासना-दिकलशआराधनं च करिष्ये ॥ એમ ભણીને હાથમાનું જળ પૃથ્વીપર નાંખવું યજમાન સંકલ્પ કરે તેટલો વખત યજમાન પત્નીએ પોતાના પતિને જમણા હાથથી સ્પર્શ કરી રાખવો, સંકલ્પ થઇ રહ્યા પછી યજમાને બે હાથ જોડીને પ્રથમ પૃથ્વી દેવીની આરાધના કરી કે;–पृथ्वि त्वया धृता लोका देवि त्वं विष्णुना धृता ॥ त्वं च धारय मां देवि पवित्रं कुरु चासनम् ॥ આ મંત્ર ભણીને પોતાના આસનપર પાણી છાંટવું તથા આસપાસની ભુમીપર પણ પાણી છાંટવું કે જેથી સ્થાનની શુદ્ધિ થાય તે પછી હાથમાં ચોખા લઇને નીચેનો મંત્ર ભણતાં ભણતાં તે ચોખાઓને

ચાર દિશાઓમાં વેરવા તે મંત્ર આ પ્રમાણે ભણવો.

अपसर्पन्तु ते भूता ये भूता भूमिसंस्थिताः ॥ ये भूता विघ्नकर्ता रस्ते नश्यन्तु शिवाज्ञया ॥ १ ॥

કળશ પુજન

આ રીતે દિગ્બંધન કર્યા પછી જે કળશના જળથી લક્ષ્મીનારાયણનું પુજન કરવાનું હોય તે કળશની નિચેનો મંત્ર ભણી ચંદન, પુષ્પ તથા અક્ષતથી પુજન કરવું

कलशस्य मुखे विष्णुः कंठे रुद्रः समाश्रितः ॥ मुलेतस्य स्थितो ब्रह्मा मध्ये मातृगणाः स्मृताः

ગણપતિ પુજન

કળશ પુજન કર્યા પછી તેમાં દક્ષણા નંખાવવી. પછી તે કળશમાંથી થોડું પાણી પંચપાત્રમાં લેવું અને હાથમાં જળ લઈને ગણપતિની પુજા કરવાનો સંકલ્પ કરી, ગણપતિની પુજા કરવી. સોપારી કે ધઉંની ઢગલીપર એક તાંબુલ ઉપર ગણપતિની જો મુર્તી હોય તો તે અથવા તો તેના પ્રતિનિધિ તરીકે સોપારીને પધરાવવું અને પછી.

रम्यं सुशोभनं दिव्यं सर्वसौख्यकरं शुभम् ॥ आसनं च मया दत्त गृहाण परमेश्वरं ॥

એ મંત્ર ભણીને ગણપતિના સમીપ આસનાર્થે પુષ્પ અર્પણ કરવું

श्रीसिद्धिबुध्धिसहितमहागणपतये पादयोःपाद्य हस्तयो रार्घ्यं समर्पयामि ॥ એમ કહીને ગણપતિ દેવને પાદ્ય તથા અર્ઘ્ય અર્પણ કરવો સ્નાન કરાવ્યા પછી नवभिस्तंतुभिर्युक्तं त्रिगुणं देवतामयं ॥ उपवीतं मया दत्तं गृहाण परमेश्वर ॥ એ મંત્રથી ઉપવીત પહેરાવવું. श्रीखंड चंदनं दिव्यं गंधाढयं सुमनो हरम ॥ विलेपनं सुरश्रेष्ठ चंदनं प्रतिगृह्यताम् ॥ એ મંત્રથી ચંદન ચઢા-

पडुं. अक्षताश्च सुरश्रेष्टाः कुंकुमाक्ताः सुशोभिताः ।। मया निवेदिता भक्ताया गृहाण परमेश्वर ।। એ મંત્ર ભણીને અક્ષત ચઢાવવા.
माल्यादीनि सुगंधिनि मालत्यादीनि वै प्रभो ।। मयादतानि पुजार्थं पुष्पाणि प्रतिगृह्यताम ।। એ મંત્ર ભણીને પુષ્પો ચઢાવવાં
दुर्वांकुरान्सहरितामवृतानमंगलप्रदान् आनीतांस्तवपुजार्थं गृहाण गणनायक ।। એ મંત્ર ભણીને દુર્વા ચઢવી. हरिद्रा कुंकुमं चैव सिंदुरादिसमन्वितम ।। सोभाग्यद्रव्यसंयुक्तं गृहाण परमेश्वर ।। એ મંત્ર ભણીને શોભાગ્ય દ્રવ્ય ચઢાવવા.

वनस्पतिरसोद्भुतो गंधाढयो गंधउत्तमः आघ्रेयः सर्वदेवानां धुपोय प्रतिगृह्यताम ।। એ મંત્રથી ધુપ કરવો. साज्यवर्ति संयुक्तं वाहिना योजितं मया ।। दीप गृहाण देवेश त्रैलोक्य तिमिरापह ।। એ મંત્રથી દીવાકર કુલ કંકુમમ ઓણીને ચઢાવવા.
शर्करारवंडखाद्यान दधिक्षीरघृतानि च ।। आहारं भक्ष्यभोज्यं च नैवेद्यं प्रतिगृह्यताम ।। એ મંત્રથી ગોળ ઘીનું નૈવેદ્ય ધરવું
पुगीफलं महादिव्यं नागवलीदलैर्युतम ।। एलादि चुर्णसंयुक्तं तांबुलं प्रतिगृह्यताम ।। એ મંત્રથી પાન, સોપારી, એલચી વગેરે અર્પણ કરવાં.

इदं फलं मया देव स्थापितं पुरतस्तव ।। तेन मे स फला वाप्तिर्भवजन्मनिजन्मनि ।। એ મંત્ર ભણીને શ્રીફળ અર્પણ કરવું
हिरण्यगर्भगर्भस्थं हेमवीजं विभावसोः ।। अनंतपुण्यफलदमतः शान्ति प्रयच्छ मे એ મંત્ર ભણીને યથાશક્તિ ગણપતિના સન્મુખ દક્ષિણા ધરવી.

कर्पुरकं महाराज रंभोद्भुतं च दीपकम । मंगलार्थं महीं

पाल संहृहाण गणेश्वर ॥ એ મંત્રથી કપુરની આરતી કરી. તે પછી यानि कानि च पापानि એ મંત્ર ભણતાં ભણતાં ગણપતિને પ્રદક્ષિણા કરવી અને પછી त्वां विघ्नशत्रु दलनेति च सुन्दरेति भक्तप्रियेतिवरदेतिसुखप्रदेति । विद्याप्रदेत्यघहरेति च ये स्तुवन्ति तेभ्यो गणेश वरदो भव नित्यमेव ॥ એ મંત્ર ભણીને હાથમાં રહેલાં પુષ્પો ગણપતિના ચરણમાં અર્પણ કરી મસ્તક નમાવીને તેમને પ્રણામ કરવા.

## આભષિક કળશનું પુજન

તે પછી યજમાને પોતાના સન્મુખ ચોખાની ઢગલી કરી તેના ઉપર તાંબાનો કળશ સ્થાપન કરી हेमरूप्यादिसंभूतं ताम्रजं सुदृढं नवं । कलशं धौतकल्माषं छिद्रव्रणविवर्जितम ॥ એમંત્રથી કળશની પ્રાર્થના કરવી. जीवनं सर्वजीवानां पावनं पावनात्मकम बीजं सर्वौषधीनां च तज्जलं पूरयाम्यहम ॥ આ મંત્ર ભણીને કળશમાં પાણી ભરવું. सूत्रं कार्पाससंभूतं ब्रह्मणा निर्मितं पुरा येन बद्धं जगत्सर्वं वेष्टनं कलशस्य च । એ મંત્ર ભણીને કળશને કંઠે સુત્ર વિંટવું. देवेभ्यः पुरतो जाता देवेभ्यस्त्रियुगं पुरा । शत तनु च या बभुजीनवं जीवनाय च ॥ એ મંત્ર ભણીને કળશમાં સર્વોષધિ નાંખવી. दूर्वे ह्यमृतसंपन्ने शतमूलशतांकुरे ॥ शतपातकसंहर्त्रि शत मायुष्यवर्धिनि ॥ એ મંત્ર ભણીને પાણીના કળશમાં દુર્વા નાંખવી अश्वत्थोदुंवरप्लक्षचूतन्यग्रोधपल्लवाः पंचभंगाइति प्रोक्ताः सर्वकर्मसु शोभनाः ॥ विविध पुष्पसंजात देवानां प्रीतिवर्धनम ॥ क्षिप्रंयत्कार्यसं भूतं कलशे निक्षिपाम्यहम् ॥ એ મંત્રે કરીને પાંચ પલ્લવો તથા પુષ્પો ક

કળશમાં નાંખવાં **धान्यौषधमनुष्याणां जीवनं परमं स्मृतमं । क्षिप्तं यत्कार्यसम्भूतं कलशे प्रक्षिपाम्यहम्ं ॥** એ મંત્રે કરીને કળશમાં ધાન્ય પ્રક્ષેપ કરવો **पुगीफलमिदं दिव्यं पवित्रं पापनाशनमं । पुत्रपौत्रादिफलदं कलशे निक्षिपाम्यहम्ं ॥** એ મંત્ર ભણીને કળશમાં સોપારી નાંખવી. **हिरण्यगर्भ** એ મંત્ર ભણીને કળશમાં દક્ષિણા તરીકે સુવર્ણ અથવા તો રૂપાનાણું નાખવું **कनकं कुलिशं नीलं पद्मरागं च मौक्तिकं ॥ एतानि पंचरत्नानि कलशे निक्षिपाम्यहम्ं ॥** એ મંત્ર વડે પાંચ રત્નો અને તેને અભાવેરૂપાનાણું યથાશકિત નાખવું, તે પછી હાથમાં અક્ષત લઇ **नमो नमस्ते स्फटिकप्रभाय सुश्वेतहाराय सुमंगलाय । सुपाशहस्ताय । झषासनाय जलाधिनाथाय नमो नमस्ते ॥ वरुणमावाहयामि** એમ બોલીને હાથમાંનાં આવતો કળશને છાંટવા તે પછી **वरुणायनमः** એમ બોલી ચંદન. પુષ્પ. ધુપ, દીપ, નવેધ, ફલ, મુખવાસ, તાંબુલ દક્ષિણા વગેરે વરૂણ દેવની પાસે તે તે પદાર્થોનાં નામની સાથે **समर्पयामि** એમ કહીને મુકવાં છેવટે **अनया पुजाया सांगः सपरिवारो वरुणदेवः प्रीयतामं** એમ કહીને હાથમાંનુ પાણી જમીનપર નાંખવું. તે પછી કંકુથી હાથ ખરડી, કળશ ઉપર નારીયેળ મુકીને તે કળશ હાથ વડે જમણા ખભા તરફ ઝાલી રાખવો અને યજમાન પત્નીએ તેટલો વખત પોતાના પતિને અડકી રહેવું, જમાનેતે કળશ હાથમાં રાખતી વખતે ઊભડક થઇ પૃથ્વીપર ગુંટણ ટેકવીને બેસવું અને પોતાના પુરોહિતના તરફ જોઇને કહેવું કે **भो ब्राह्मणाः मम सकुटुंबिने महाजनाप्रमस्कुर्वाणायआशीर्वचनमपेक्षमाणाय अस्य कर्मणःपुण्याहंभवन्तो ब्रुवन्तु** એટલે પુરોહીત

તેના ઉત્તરમાં ત્રણવાર કહેવું કે **पुण्याहम् पुण्याहम् पुण्याहम्** કરીને યજમાને કહેવું કે **भो ब्राह्मणाः मह्यं स. अस्य कर्मणः कल्याणं भवंतो ब्रुवन्तु** એટલે પુરોહીતે **कल्याणम्** એ પદ ત્રણવાર બોલવું કરીને યજમાને કહેવું કે, **भो ब्राह्मणाः मह्यं स. अस्य कर्मणः ऋद्धिं भवन्तो ब्रुवंतु** એટલે પુરોહીતે **कर्म ऋध्यताम्** એમ ત્રણવાર કહેવું કરીને યજમાને કહેવું **भो ब्राह्मणाः मह्यं स. अस्य कर्मणः स्वस्ति भवन्तो ब्रुवंतु** એટલે પુરોહીતે **स्वस्ति** એમ ત્રણવાર કહેવું કરીને યજમાને કહેવું કે, **भो ब्राह्मणाः अस्य कर्मणः श्रीरस्त्विति भवन्तो ब्रुवन्तु** એટલે પુરોહીતે **अस्तु श्रीः** એમ ત્રણવાર બોલવું.

પછી પુરોહિતે યજમાન અને યજમાન પત્નીને પેલા મંગળ કળશના જળવડે અભીષેક કરવો અને તે વખતે યજમાન પત્નીને યજમાનને ડાબે પડખે બેસાડવી અને નીચેના મંત્રોથી કળશમાંના પાણીવડે યજમાન અને યજમામની પત્નીપર જળનો અભિષેક કરવો

**भगं ते वरुणो राजा भगं सुर्यो दिवाकरः ॥ भगमिन्द्रश्च वायुश्च भगं सप्तर्षयो ददौ ॥ यत्ते केशेषु दौर्भाग्यं सीमन्ते यच्च मुर्धनि ॥ ललाटे कर्णयोरक्ष्णोरापो निघ्नन्तु ते सदा**

### નવગ્રહનું તથા આઠ લોકપાળનું પુજન.

આ રીતે અભિષેક થઇ રહ્યા પછી પુજા કરનાર યજમાને હાથમાં જળ લઇ નવગ્રહ તથા અષ્ટ લોકપાળની પુજા માટે સંકલ્પ કરવો અને સત્યનારાયણની સ્થાપના માટે ચોખાનું અષ્ટ દળ કરી તે ઉપર આઠલોકપાળનું અને તેની ઉપરના ભાગમાં નવ ગ્રહોનું સ્થાપન કરવું. નાગરવેલના પાનપર દરેક લોકપાળને ને એક ગ્રહના પ્રતિનિધી તરીકે એકેક સોપારી મુકી જવું અને તેમાં લોકપાળની તથા ગ્રહદેવતાની ભાવના કરવી. અને તે બધાનું અનુક્રમે પુજન કરી જવું. અર્થાત્ તે તે ગ્રહના નામનો ઉચ્ચાર કરીને

મય: પદથી તે તે લોકપાળને તથા ગ્રહને પાદ્ય. અર્ઘ સ્નાન, આચમન, ગંધ, અક્ષત, પુષ્પ વગેરે અર્પણ કરવાં. તે પછી બાજોઠપર કોઈ અંચલો પાથરેલો હોય તેના ઉપર ચોખાનું અષ્ટદળ કરવું અને તે ઉપર તાંબાનો કળશ સ્થાપન કરીને તેને પંચપલ્લવથી અ-લંકૃત કરવો, તેનાપર રૂપાની કે તાંબાની તરભાણી મુકી તે ઉપર રેશમી અંચલો પાથરીને તેનાપર શ્રી સત્યનારાયણજીની તથા લક્ષ્મીજીની મુરતી પધરાવવી અને શાસ્ત્રોક્ત વિધીથી પુજન કર્યા પહેલાં તેના પ્રાણ પ્રતિષ્ટા કરવી.

### શ્રી સત્યનારાયણજીનો પુજન વિધી.

યજમાને હાથમાં જલ લઇ अत्राद्येत्यादि પુર્વની પેઠે બોલીને अस्यामूर्तेः अंगमत्यंगसंधिसमुत्पन्नं आतपाग्निसंयोगजनितदोषपरिहारार्थं अग्न्युत्तारणमहं करिष्ये ॥ એ રીતે સંકલ્પ કરી મુર્તિને ઘી લગાડીને તેના ઉપર પાણીની ધારા કરવી. પછી લક્ષ્મીનારાયણજીની મુર્તિને હાથમાં લઇ आं ह्रीं क्रौं यं रं लं वं शं. षं हं, ळं क्षं हं सं सोहम् ॥ આ મુર્તિમાં પ્રાણ ! आं ह्रीं हंसः सोहं ॥ આ મુર્તિમાં જીવનો સંચાર થાવ । आं ह्रीं हंसः सोहं ॥ એમ કહીને આ મુર્તિમાં સર્વ ઇદ્રિયોનો વાસો થાવ ? એમ કહેવું. તે પછી 'शांताकार' એ મંત્રે કરીને શ્રી લક્ષ્મીનારાયણનું ધ્યાન કરવું. અને નીચેના મંત્રથી આવાહન કરવું :—आवाहये त्वां गरुडोपरिस्थितं रमार्द्धदेहं सुरराजवंदितम ॥ कंसांतकं चक्रगदाब्जहस्तं भजामि देवं वसुदेवसूनुम ॥ એ મંત્રથી નારાયણનું આવાહન કરવું. सिंहासने र.नमये सदैव हेमाप्तपीतांबरशोभमाने ॥ कृपानिधे नंदन विश्वसुते स्थिरोभवास्मिन् मम यज्ञसिध्ये ॥ એ મંત્ર ભણીને આસન તથા પાદ્ય. અર્ઘ્ય અર્પણ કરવું. सुवर्णपात्र पद्म-

नाजलं च गंधाक्षतैः पुष्पयुतैश्च येतत् ॥ मयार्पितं पाद्यमिदं गृहाण मा जानकी नाथ नमोनमस्ते ॥ એ મંત્ર ભણીને પાદ્ય અર્પણ કરવું. सुनिर्मलं जह्नुपदाब्धिविगतं गंधादियुक्तं महदद्भुतं च ॥ निवेदितं विश्वगुरो च तोयं गृहाण ह्यर्घ्यं भगवन्नमस्ते ॥ આ મંત્ર ભણીને અર્ઘ અર્પણ કરવો. भो पुण्यकीर्तेश्वर विश्वबाहो ब्रह्मादिभिःपूजितपादपद्म ॥ गृहाण देवेश मया निवेदित माचम्यतां शिश्वविनोदिक विष्णो ॥ એ મંત્ર ભણીને આચમન આપવું તે પછી सुस्वादनातिरुच्येन गव्येन पयसा विभो ॥ स्नानीयंते महाभक्त्या गृहाण पुरुषोत्तम ॥ એ મંત્ર ભણીને દુધથી સ્નાન કરાવવું, અને પછી શુદ્ધ જળથી સ્નાન કરાવવું, चंद्रमंडल संकाशं सर्वदेवप्रियं दधि ॥ स्नपनार्थं मया दत्तं प्रीत्यर्थं प्रति गृह्यताम ॥ એ મંત્ર ભણીને દહિથી સ્નાન કરાવવું અને પછી શુદ્ધ જળથી સ્નાન કરાવવું, घृतकुंभसमायुक्तं घृतयोने घृतप्रिय । घृतयुक्त घृतदातासि घृत स्नानाय गृह्यताम ॥ એ મંત્ર ભણીને ઘીથી સ્નાન કરાવીને પછી શુદ્ધ જળથી સ્નાન કરાવવું, म मधुरूपो वसंतस्त्वं त्वमेव सर्वदा विभो ॥ मधुसुदनसप्रीत्ये मधु स्नानय गृह्यताम ॥ એ મંત્ર ભણીને પછી શુદ્ધ જળથી સ્નાન કરાવીને પછી શુદ્ધ જળથી સ્નાન કરાવવું, शर्करामृतसयुक्तं त्वमेव शर्करा प्रभो ॥ अनंत शर्करा प्रीत्या स्नानायप्रतिगृह्यताम ॥ એ મંત્ર ભણીને શર્કરાથી સ્નાન કરાવવું અને પછી શુદ્ધ જળથી સ્નાન કરાવવું તે પછી શ્રીલક્ષ્મીનારાયણ ઉપર પુરૂષ સુક્તથી અથવા તો વિષ્ણુ સુક્તથી જળ વડે અભિષેક કરવો અભિષેક કર્યા પછી वेदसूक्तसमायुक्ते यक्षसामसमन्विते । सर्ववर्णप्रदे देव वाससी प्रतिगृह्यताम् ॥

એ મંત્ર ભણીને શ્રી લક્ષ્મીનારાયણને વસ્ત્ર પહેરાવવાં, ब्रह्मविष्णुमहेशैश्च निर्मितं ब्रह्मसूत्रकम् ॥ यज्ञोपवीतदानेन प्रीयतां कमलापतिः એ મંત્ર ભણીને યજ્ઞોપવીત પહેરાવવું, श्रीखंड चंदनं दिव्यं गंधाढ्यं सुमनोहरं ॥ विलेपनं सुरश्रेष्ठ चंदनं प्रतिगृह्यताम् એ મંત્ર ભણીને ચંદન ચઢાવવું हरिद्रारञ्जिता देवी परसौभाग्यदायिनी ॥ अतस्त्वां पुजयिष्यामि गृहाण परमेश्वरि ॥ એ મંત્ર ભણીને લક્ષ્મીજીને હરિદ્રા ચઢાવવી- कुंकुमं कामदं दिव्यं कामना कामसंभवम । कुंकुमेनार्चितो देवि गृहाण परमेश्वरी ॥ એ મંત્ર વડે કુંકુમ ચઢાવવું अक्षताश्च सुरश्रेष्ठाः कुंकुमोक्ताः सुशोभिताः । मया निवेदिता भक्त्या गृहाण परमेश्वर ॥ એ મંત્ર ભણીને અક્ષત ચઢાવવા, मल्लिकादिसुगंधीनि मालत्यादीनि वै प्रभो । मयाहृतानि पुजार्थं पुष्पाणि प्रतिगृह्यतामं । એ મંત્ર ભણીને શ્રી સત્ય નારાયણને પુષ્પો ચઢાવવા, તે પછી વિષ્ણુનાં સહસ્ત્ર નામ વડે શ્રીનારાયણઉપરએક હજાર તુલસીદલ ચઢાવવાં તુલસીદલ ચઢાવ્યા પછી वनस्पतिरसोद्भुतो गंधाढ्यो गंधउत्तमः आघ्रेयः सर्वदेवानां धुपोयं प्रतिगृह्यताम् એ મંત્રવડે ધુપ કરવો, साज्यं च वर्तिसं युक्तं वह्निना योजितं मया । दीपं गृहाण देवेश त्रैलोक्य तिमिरापह ॥ એ મંત્ર ભણીને દીપક અર્પણ કરવો. घृतपक्वं हविष्यान्नं पायसं च सशर्करं ॥ फलदुग्धसंयुक्तं नैवेद्य प्रतिगृह्यताम् એ મંત્રવડે સીરાનું તથા ફળનું નૈવેદ્ય અર્પણ કરવું. તે પછી હાથ અને મુખ પ્રક્ષાલન કરાવીને નિચેના મંત્રથી સત્યદેવને આચમન કરાવવું. लवंगकर्पुरंयुतं तांबुलं सुरपूजितम् । प्रीत्या

સ્વે નમોનમઃ ॥ એ રીતે પ્રાર્થના કરવી.

### પોથીની તથા પૌરાણીકની પુજા

પછી યજમાને તથા ઘરનાં સાથે કથાની પોથીની તથા કથા કહેનારા પૌરાણિકની પુજા કરીને શાંત મનથી કથા શ્રીવણ કરવી કથા શ્રવણ કર્યાં પછી પુન યજમાને જમણા હાથમાં જળ લઇને श्रीसत्यनारायणस्य उत्तरपूजनं करिष्ये એવો સંકલ્પ કરીને શ્રી સત્યનારાયણ દેવને ફરી ચંદન, પુષ્પ, અક્ષત વગેરે ચઢવવાં અને પછી તેમની સમીપમાં મિષ્ટાન તથા ભાત ભાતનાં ફળો નૈવેદ્ય તરિકે ધરવાં તથા તાંબુલાદિક ધરીને નીચેના મંત્રથી આરતી કરવી. मंगलं भगवान् विष्णुर्मंगलं गरुडध्वजः ॥ मंगलं पुंडरीकाक्षो मंगलायतनं हरिः ॥ તે પછી સૌએ હાથ પોઈ પુષ્પો લઇને નીચેનો મંત્ર ભણતા ભણતાં સત્યદેવને પુષ્પાંજલી અર્પણ કરવી. यं ब्रह्मावरुणेंद्ररुद्रमरुतस्तुन्वांति दिव्यैस्तवैर्वेदैः सांगपदक्रमोपनिषदै र्गायान्ति यं सामगाः ॥ ध्यानवास्थिततद्गतेनदनसापश्यान्ति यं योगिनो यस्यांत न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥ પુષ્પાંજલિ થયા પછી સૌએ યથાશક્તિ શ્રીસત્યનારાયણને ભેટ ધરવી તથા કથા કહેનારા વ્યાસને દક્ષિણા અને વ્યાસે અથવા તો પુરોહિત યજમાને તથા યજમાન પતીને ચાંદલો કરવો અને આશીર્વાદ આપીને કંકુવાળા અક્ષત સર્વના ઉપર નાંખવા, તથા સૌને શ્રીસત્યનારાયણનો પ્રસાદ આપવો. બીજે દિવસે પ્રભાતમાં શ્રીસત્યનારાયણનું વિસર્જન કરવું વિસર્જન કરતી વખતે નિચેના મંત્ર ભણવા.

यान्तु प्रधगणाः सर्वे स्वस्थया पुजिता मया ॥ इष्टकामप्रासिध्यर्थं पुनरागमनाय च ॥ शुभेकर्माणि पुनरागमनायस्तु ॥

॥ इति श्रीसत्यनारायणस्य पूजा समाप्त ॥

———:(०):———

# अथ सत्यनारायणकथा प्रारंभ.

—(०)—

## अध्याय १ लो.

एकदा नैमिषारण्ये ऋषयः शौनकादयः ॥

पप्रच्छुर्मुनयः सर्वे सूतं पौराणिकं खलु ॥ १ ॥

અયોધ્યાની સમીપે નીમીષા રણ્યમાં રહેનારા અને જેનારા શૌનક આદી રૂષીઓ, સંપુર્ણ પુરાણો જાણનારા સુત નામના પુરાણીને નિશ્ચયનો પ્રશ્ન કરતા હવા. ॥ ૧ ॥

व्रतेन तपसा केन प्राप्यते वांछितं फलम् ॥

तत्सर्वं श्रोतुमिच्छामः कथयस्व महामुने ॥ २ ॥

કે હે મહા મુને ! કીયું વ્રત અથવા તપ કર્યાથી વાંછીત ફળ પ્રાપ્ત થાય છે, તે શ્રવણ કરવા અમે ઇચ્છા કરીએ છીએ, માટે આપે અમને કથન કરો. ॥ ૨ ॥

॥ सूत उवाच ॥

नारदे नैव संपृष्टो भगवान् कमलापतिः ॥

सुरर्षये यथैवाह तच्छृणुध्वं समाहिताः ॥ ३ ॥

એવો પ્રશ્ન શ્રવણ કરીને સુતજી કહે છે, કોઇ કાળને વિશે દેવ રૂષી નારદજીએ શ્રીકૃષ્ણજીને વૈકુંઠમાં એવોજ પ્રશ્ન કર્યો હતો તેમાં જે શ્રી કૃષ્ણને ભગવાને ઉતર આપ્યો તેજ હું તમને કહું છું તે તમો સાવધાન થઇને સાંભળો. ॥ ૩ ॥

एकदा नारदो योगी परानुग्रह कांक्षया ॥

पर्यटन्विविधाँल्लोकान्मर्त्य लोक मुपागतः ॥ ४ ॥

આ પ્રશ્ન શ્રી ભગવાનને કરતા પહેલાં શ્રી નારદજી રૂષી એક વખત મનુષ્યલોકમાં પારકા ઉપર કૃપા કરવી આ હેતુથી આવ્યા. ।૪।

ततोदृष्टा जनान्सर्वान्नानाक्लेश समन्वितान् ॥

नानायोनि समुत्पन्नान्क्लिश्यमान् स्वकर्मभि ॥ ५ ॥

અને તે પછી મનુંષ્યલોકમાંના અનેક માણસો નાના પ્રકારના ક્લેશ અનેક યોનીમાં જન્મ આદિ ઘણા પ્રકારનાં દુખો ભોગવે છે. અને પોતાના કર્મે કરીને કલેશ પામેછે એવું જોઇને ॥ ૫ ॥

कनोपायेन चैतेषां दुःखनाशो भवेध्धुवम् ॥

इति संचिंत्य मनसा विष्णुलोकं गतस्तदा ॥ ६ ॥

કીએ ઉપાય કર્યાથી આ સર્વ મનુષ્યનાં દુઃખ કલેશ દુર જાય એવો વિચાર મનમાં લાવી નારદરૂષી અનેક પ્રકારોના સર્વ લોકમાંથી ફરતા ફરતા વિષ્ણુલોકમાં ગયા. ॥ ૬ ॥

तत्रनारायणं देवं शुक्लवर्णं चतुर्भुजं ॥

शंखचक्र गदापदमं वनमाळा विभूषितम् ॥ ७ ॥

વૈકુંઠમાં નારદજી ગયા, અને ત્યાં શુકલવર્ણ ચતુર્ભુજ અને દરેક હાથમાં શંખ ચક્ર ગદા પદ્મ ધારણ કરેલાં છે. પગ સુધી લટકનારી અને શોભા આપનારી વનમાળા કંઠમાં છે.

दृष्टातं देवदेवेशं स्तोतुंसमुप चक्रमे ॥ नारद उवाच ॥

नमो वाङमनसातीत रुपायानंत शक्तये ॥

એવા સર્વેતમ શ્રી નારાયણદેવ ( ભગવાન ) ને જોઇ નારદ રૂષીએ તેમની સ્તુતી વંદના કરવા સારૂ આરંભ કર્યો નારદજી કહે છે વાણી અને મન એથી પણ અતીત એવા અનંત શક્તીરૂપને

નમસ્કાર કરું છું. ॥ ૮ ॥

आदि मध्यांतहीनाय निर्गुणाय गुणात्मने ॥
सर्वेषामादि भूताय भक्तानामार्ति नाशिने ॥ ९ ॥

તમે આદિ મધ્ય અને અંત, આ ત્રણ વગર નિરગુણ ભક્તોની પીડા મટાડવાને સગુણ થવાને આપ સર્વથી પહેલા છો અને ભક્તોનાં દુઃખ દૂર કરોછો. ॥ ૯ ॥

श्रुत्वास्तोत्रं ततो विष्णुर्नारदं प्रत्यभाषत॥श्रीभगवानुवाच॥
किमर्थं मागतो ऽसित्वं किं ते मनसि वर्तते ॥ १० ॥

આ પ્રમાણે નારદજીએ કરેલી આ સ્તુતિ સાંભળીને શ્રીભગવાન વિષ્ણુ નારદજીને કહેછે, હે નારદરૂષી તમે શો હેતુ મનમા રાખી અહીં આવ્યા છો ॥ ૧૦ ॥

कथयस्व महाभाग तत्सर्वं कथयामिते॥श्रीनारदउवाच ॥
मर्त्यलोके जनाः सर्वे नानाक्लेश समन्विताः ॥
नानायोनि समुत्पन्नाः पंच्यते पापकर्मभिः ॥ ११ ॥

તમારા મનમાં જે કાંઈ હેતુ હોય તે મને કહો, તેનો ઉત્તર હું તમને કહીશ. એવું શ્રીભગવાનનું વાક્ય સાંભળી નારદરૂષી કહેછે. હે પ્રભો ! મનુષ્યલોકમાં સર્વ જન અનેક ક્લેશ થકી યુક્ત એવા અનેક યોનીમાં ઉત્પન્ન થઇને પાપ કર્મથી રચ્યા પચ્યા રહેલા છે. ॥૧૧॥

तत्कथं समयेन्नाथ लघूपायेन तद्वद ॥
श्रोतु मिच्छामि तत्सर्वं कृपास्ति यदितेमयि ॥ १२ ॥

માટે તે જનોનાં દુઃખ હે પ્રભો જે કાંઇ સહેલામાં ઉપાય

થકી એ શાંત થાય, એવો ઇલાજ આપની કૃપા મારા ઉપર હોય તો આપની પાસેથી શ્રવણ કરવાની હું ઇચ્છા રાખુંછું ॥ ૧૨ ॥

॥ श्रीभगवानुवाच ॥ साधुपृष्टंत्वयावत्सलोकानुग्रहकांक्षया ॥ यत्कृत्वामुच्येतमोहात्तच्छृणुष्ववदामिते ॥ १३ ॥ व्रतमस्ति महत्पुण्यं स्वर्गेमर्त्येचदुर्लभं । तवस्नेहान्मयावत्सप्रकाशः क्रियते धुना ॥ १४ ॥ सत्यनारायणस्येदंव्रतंसम्यग्विधानतः । कृत्वा सद्यः सुखंभुक्त्वापरत्रमोक्षमाप्नुयात् ॥ १५ ॥ तच्छ्रुत्वाभगवद्वाक्यंनारदोमुनिरब्रवीत ।

ભગવાન બોલ્યા. કે હે વત્સ ! તેં લોકની ઉપર અનુગ્રહ કરવાની ઇચ્છાએ સારો પ્રશ્ન કર્યો છે. માટે જે વ્રત કર્યાથી લોકો સંસાર મોહથી છુટશે. તે વ્રત હું કહું છું તે સાંભળ, ૧૩ મનુષ્ય લોકમાં તથા સ્વર્ગ લોકમાં પણ દુર્લભ એવું મહાપુણ્યકારક એક વ્રત છે, તે તારા ઉપર સ્નેહ છે, તેથી હું હમણાં સ્પષ્ટપણે તને કહું છું ૧૪ આ સત્યનારાયણનું વ્રત સારી રીતે કર્યાથી તત્ક્ષણે જીવ આ લોકમાં સુખનો ઉપભોગ લઇને પરલોકે મુક્તિને પામે છે. ૧૫ એ ભગવાનનું વચન સાંભળીને.

श्रीनारदउवाच ॥ किंफलंकिंविधानंचकृतंकेनैवतद्व्रतम ॥ १६ ॥ तत्सर्वंविस्तराद्ब्रूहिकदाकार्यंहितद्व्रतम ॥ श्रीभगवानुवाच ॥ दुःखशोकादिशमनं धन धान्यप्रवर्धनम ॥ १७ ॥ सौभाग्यसंततिकरंसर्वत्रविजयप्रदम् । यस्मिन्कस्मिन्दिनेमर्त्योभक्तिश्रद्धासमन्वितः ॥ १८ ॥

નારદ મુનિ બોલ્યા. નારદ બોલે છે તે વ્રતનું ફલ શું ? કેનીરીતે કરવાનું ? તે કોણે કર્યું હતુ ? અને તે વ્રત ક્યારે કર

તે બધું વિસ્તારથી મને કહો. ભગવાન બોલ્યા, આ વ્રત દુખ તથા શોક વગેરેને શમન કરનારૂં છે, ધનધાન્યની ઘણી વૃદ્ધિ કરનારૂં છે, સૌભાગ્ય અને સંતતિ આપનારૂં છે, સર્વત્ર વિજય આપનારૂં છે એવું વ્રત કરવાની ઇચ્છાથી કોઇ પણ દિવસને વિષે મનુષ્યે ભક્તિ તથા શ્રદ્ધાએ યુક્ત થઇને. १६—१८

सत्यनाराणदेवंयजेच्चैवनिशामुखे । ब्राह्मणैर्बांधवैश्चैव सहितो धर्मतत्परः ॥ १९ ॥ नैवेद्यंभक्तितोदद्यात्सपादं भक्ष्यमुत्तमम् । रंभाफलंघृतंक्षीरंगोधूमस्यचचूर्णकम् ॥ २० ॥ अभावेशालिचूर्णंवाशर्करांवागुडस्तथा । सपादंसर्वभक्ष्याणिचैकीकृत्यनिवेदयत् ॥

સાયંકાલને વિષે આપણા બાંધવ તથા બ્રાહ્મણો સાથે ધર્મ કરણીમાં તત્પર થઇને સત્યનારાયણ દેવનું પુજન કરવું નવેદ્ય એટલે ચોથા ભાગ સહિત સારો તૈયાર કરેલો જે શીરો તે ભકિત વડે અર્પણ કરવો. ઘઉંનો રવો સવા શેર, અને કેળાં, ઘી, દુધ, તથા ખાંડ આ ચારે જણસ સવા શેર લેવી, २० ઘઉંનો રવો ન મળે તો ચોખાનો આટો લેવો, તેમજ ખાંડ ન મળે તો ગોળ લેવો. ઉપર કહેલી, જેમા ચોથા ભાગ છે એવી જણસો, એક ઠેકાણે કરીને અર્પણ કરવી. २१

विप्रायदक्षिणांदद्यात्कथांश्रुत्वाजनैःसह । ततश्चबंधुभिःसार्धंविप्रांश्चप्रतिभोजयेत् ॥ २२ ॥ सपादंभक्षयेद्भक्त्यानृत्यगीतादिकं चरेत् । ततश्चस्वगृहंगच्छेत्सत्यनारायणंस्मरन् ॥ २३ ॥ एवं कृतेमनुष्याणांवांछासिद्धिर्भवेद्ध्रुवम् । विशेषतःकलियुगेलघूपायोऽस्तिभूतले ॥ २४ ॥

સૌની સાથે કથા સાંભળીને બ્રાહ્મણને દક્ષિણા આપવી, પછી

બાંધવ જનોને તથા બ્રાહ્મણોને ભોજન આપવું. ૨૨ ભક્તિયે કરી પ્રસાદ લેવો, તે દહાડે નૃત્ય, ગાયણ વગેરે કરવું. પછી સત્યનારાયણનું સ્મરણ કરતો થકો પોતાને ઘેર તેણે આવવું ૨૩ એમ કર્યા છતાં મનુષ્યોને મનોરથ સિદ્ધિ નિશ્ચય થાય વિશેષે કરી કલિયુગમાં થોડામાં ઘણુ ફલ આપનારૂં એવું આ વ્રત પૃથ્વીને વિષે છે ૨૪

ઇતિ શ્રીસ્કંદપુરાણે રેવાખંડે સત્યનારાયણકથાયાં પ્રથમોઅધ્યાય

—:o:—

## અધ્યાય ૨ જો

इतिश्रीस्कंदपुराणेरेवाखंडेसत्यनारायणकथाप्रथमोऽध्याय ॥१॥ ॥ सूतउवाच ॥ अथान्यत्संप्रवक्ष्यामिकृतंयेनपुराद्विज । कश्चित्काशीपुरेरम्यआसीद्विप्रोऽतिनिर्धनः ॥ १ ॥ क्षुत्तृड्भ्यांव्याकुलोभूत्वानित्यंबभ्रामभूतले । दुःखितंब्राह्मणंदृष्टाभगवान्ब्राह्मणप्रियः ॥ २ ॥ वृद्धब्राह्मणरुपस्तंपप्रच्छद्विजमादरात । किमर्थंभ्रमसेविप्रमहींनित्यंसुदुःखितः ॥ ३ ॥

ફરી સૂત શૌનકાદિક ઋષિયોને કહે છે. આ વ્રત પુર્વ કાલને વિષે જેણે કરયું તે હું હમણાં કહું છું રમણીય એવા કાશીપુરીમાં ઘણો દરિદ્રી એવો એક શતાનન્દ નામનો બ્રાહ્મણ હતો, ૧ તે ક્ષુધા તથા તૃષાયે કરી વ્યાકુળ થઈને હમ્મેશ ભુતલને વિષે ભમતો હતો. એવા દુ:ખી બ્રાહ્મણને જોઈને, જેમને બ્રાહ્મણ પ્રિય એવા ભગવાન ૨ વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લઈને તે બ્રાહ્મણને આદરથી પુછવા લાગ્યા. હે બ્રાહ્મણ ! તું ઘણો દુ:ખી થઈને પૃથ્વીને વિષે કેમ નિત્ય ભ્રમણ કરે છે ૩

तत्सर्वंश्रोतुमिच्छामिकथ्यतांद्विजसत्तम ॥ ब्राह्मणउवाच ॥

ब्राह्मणोऽतिदरिद्रोहंभिक्षार्थंवैभ्रमेमहीम ॥ ४ ॥ उपाययदि जानासिकृपयाकथयमभो ॥ वृद्धब्राह्मणउवाच ॥ सत्यनाराय णोविष्णुर्वांछितार्थफलप्रदः ॥ ५ ॥ तस्यत्वंपूजनंविप्रकुरुष्व व्रतमुत्तमम । यत्कृत्वासर्वदुःखेभ्योमुक्तोभवतिमानवः ॥ ६ ॥

તે બધું હું સાંભળવા ઇચ્છું છું, માટે હે બ્રાહ્મણોત્તમ ! તું તે મને કહે. બ્રાહ્મણ બોલ્યો હું અતિ દરિદ્રી બ્રાહ્મણ છું, ને ભિક્ષાને અર્થે પૃથ્વી ઉપર ભ્રમણ કરૂં છું. ૪ હે પ્રભો ! જેથી દરિદ્રય દૂર થઇ જાય એવો કાંઇ ઉપાય તમે જાણતા હો તો કૃપા કરીને કહો. એવું શતાનંદનું ભાષણ શ્રવણ કરીને વૃદ્ધ બ્રાહ્મણ બોલ્યો સત્યનારાયણ જેનું નામ છે એવા વિષ્ણુ સર્વ મનોરથનું ફલ આપનારા છે, ૫ હે બ્રાહ્મણ ! તેનું જે પુજન તેજ ઉત્તમ વ્રત તું કર, જે કરવાથી મનુષ્ય સકલ દુખમાંથી મુક્ત થાય છે. ૬

विधानंचव्रतस्यापिविप्रायाभाष्ययत्नतः । सत्यनारायणोवृद्ध स्तत्रैवांतरधीयत ॥ ७ ॥ तद्व्रतंसंकरिष्यामियदुक्तं ब्राह्मणेनवै इतिसंचित्यविप्रोऽसौरात्रौनिद्रांनलब्धवान ॥ ८ ॥ ततःप्रातः समुथायसत्यनारायणव्रतं । करिष्यइतिसंकल्प्यभिक्षार्थमगम द्विजः ॥ ९ ॥ तस्मिन्नेवदिनेविप्रःप्रचुरंद्रव्यमाप्तवान । तेनैव बंधुभिःसार्धंसत्यस्यव्रतमाचरत ॥ १० ॥

એમ કહ્યા પછી તે વ્રતનું વિધાન પણ તે દરિદ્રી બ્રાહ્મણને કહીને વૃદ્ધ બ્રાહ્મણરૂપી ભગવાન તેજ ઠેકાણે ગુપ્ત થયા છે ૭ બ્રાહ્મણે કહ્યું એ વ્રત તું કરીશ. એવો વિચાર કરતા તે બ્રાહ્મણને રાત્રે નિદ્રા આવી નહિ., ૮ પછી પ્રાતઃકાળે ઉઠીને, તથા આજે સત્યનારાયણનું વ્રત કરીશ' એવો સંકલ્પ કરીને, તે બ્રાહ્મણ ભિક્ષાને અર્થે ગયો. ૯ તે

દિવસે તે બ્રાહ્મણને ઘણું દ્રવ્ય મળ્યું. તેણે તે દ્રવ્યે કરી, બાંધવન સહિત સત્યનારાયણનું વ્રત કર્યું ૧૦

**सर्वदुःखविनिर्मुक्तःसर्वसंपत्समन्वित । बभूवसद्द्विजश्रेष्टोत्रनस्यास्यमभावतः ॥ ११ ॥ ततः प्रभृतिकालंचमासिमासिव्रतंकृतं । एवंनारायणस्येदंव्रतंकृत्वाद्विजोत्तम । सर्वपापविनिर्मुक्तोदुर्लभं मोक्षमाप्तवान ॥ १२ ॥ व्रतमस्ययदाविप्राःपृथिव्यांसंकरिष्यति । तदैवसर्वदुःखंचमनुजस्यविनश्यति ॥ १३ ॥**

આ વ્રતના પ્રભાવથી તે સકલ દુઃખથી મુકત થયો, સકલ સંપતિએ કરી યુકત થયો. અને તે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ થયો ૧૧ તે પછી મહિને મહિને તે બ્રાહ્મણને સત્યનારાયણનું વ્રત કર્યું. એવી રીતે આ સત્યનારાયણનું વ્રત કરીને તે બ્રાહ્મણ સકલ પાતકથી મુકત થયો થકો દુર્લભ મોક્ષને પ્રાપ્ત થતો હતો. ૧૨ અહો રૂષિ પૃથ્વીને વિષે એ સત્યનારાયણનું વ્રત જ્યારે મનુષ્ય કરે છે, ત્યારે જ તેનું સતક પાતક ક્ષય પામે છે. ૧૩

**एवंनारायणेनोक्तंनारदायमहात्मने । मयातत्कथितंविप्राः किमन्यत्कथयामिवः ॥ १४ ॥ ऋषयऊचुः ॥ तस्माद्विप्राच्छ्रुतंकेन पृथिव्यांचरितंमुने । तत्सर्वंश्रोतुमिच्छामःश्रध्धास्माकंमजायते ॥ १५ ॥ श्रीसूतउवाच ॥ शृणुध्वंमुनयःसर्वेव्रतंयेनकृतंभुवि ॥ एकदासद्द्विजवरोयथाविभवविस्तरैः ॥ १६ ॥**

એવું વ્રત નારાયણે મહાત્મા નારદને કહ્યું અહો રૂષિ ! તે વ્રત મેં તમને કહ્યું. હવે બીજું શું તમોને કહું ? ૧૪ રૂષિ બોલ્યા-હે સુત ! તે બ્રાહ્મણ પાસેથી કોણે આ વ્રત સાંભળ્યું ? અને કોણે આ પૃથ્વીને વિષે કર્યું ?-તે બધું શ્રવણ કરવાને અમે ઇચ્છિયે છિયે.

આમારી એ વ્રત ઉપર શ્રદ્ધા ઉપજે છે. ૧૫ સૂત બોલ્યા જેણે પૃથ્વી ને વિષે વ્રત કર્યું, તેની કથા સર્વે મુનિયો તમે સાંભળો. એક વ. ખતે તે બ્રાહ્મણ પોતાની શક્તિ માફક. ૧૬

बंधुभिःस्वजनैःसार्धंव्रतंकर्तुंसमुद्यतः । एतस्मिन्नंतरेकालेकाष्ठक्रे तासमागमत ॥ १७ ॥ बहिःकाष्ठंचसंस्थाप्यविप्रस्यगृहमाययौ तृष्णयापीडितात्माचदृष्ट्वाविप्रंकृतव्रतम ॥ १८ ॥ प्रणिपत्यद्वि- जंप्राहकिमिदंक्रियतेत्वया । कृतेकिंफलमाप्नोतिविस्तराद्वादमे प्रभो ॥ १९ ॥

આપણા બાંધવ તથા સ્વજન એમની સાથે વ્રત કરવાને તૈયાર થયો. એટલામાં લાકડી વેચનારો એક ભિલ્લ ત્યાં આવ્યો. ૧૭ બહાર લાકડાંનો ભારો મુકીને તે બ્રાહ્મણના ઘરમાં આવ્યો. તેનો આ- ત્મા તૃષાયે કરી દુઃખી થયો હતો. જેણે વ્રતનો આરંભ કર્યો છે એવા બ્રાહ્મણને જોઇને, ૧૮ તેને તે પ્રણામ કરીને બોલ્યો. આ તમે શું કરો છો ? એ કરવાથીશું ફળ મળે છે ? હે પ્રભો ! એ મને વિસ્તારથી કહો. ૧૯

॥ विप्रउवाच ॥ सत्यनारायणस्येदंव्रतंसर्वेप्सितप्रदम । तस्य प्रसादान्मेसर्वंधनधान्यादिकंमहत ॥ २० ॥ तस्मादेतद्व्रतंज्ञात्वा काष्ठक्रेतातिहर्षितः । पपौजलंप्रसादंचभुक्त्वास्वनगरंययौ ॥ २१ ॥ सत्यनारायणंदेवंमनसाइत्यचिंतयत । काष्ठंविक्रयतोग्रामेप्राप्य तेचाद्यधनं ॥ २२ ॥

બ્રાહ્મણ બોલ્યો—સકલ મનોરથનું ફલ આપનારૂં એવું એ સ- ત્યનારાયણનું વ્રત છે. તેનાજ પ્રસાદથી મને પ્રાપ્ત ધન, ધાન્ય વગેરે બધું મળ્યું છે. ૨૦ તે બ્રાહ્મણ પાસેથી એવું વ્રત જાણીને તે ભિલ્લને

ઘણો હર્ષ થયો. તેણે જલપાન કર્યું, પ્રસાદ ભક્ષણ કર્યો અને પછી તે પોતાને નગરે ગયો. ૨૧ પછી સત્યનારાયણનું ધ્યાન કરતો થકો મનમાં એમ ચિંતવવા લાગ્યો કે, આજ ગામમાં લાકડાં વેચતાં જે દ્રવ્ય મળશે. ૨૨

तेनैवसत्यदेवस्यकरिष्येव्रतमुत्तमं। इतिसंचिंत्यमनसाकाष्टंकृत्वा तुमस्तके ॥ २३ ॥ जगामनगरेरम्येधनिनांयत्रसंस्थितिः । तद्दिने काष्ठमूल्यंचाद्विगुणंप्राप्तवानसौ ॥२४ ॥न्ततः प्रसन्नहृदयःसुपक्वं कदलीफलं । शर्कराघृतदुग्धंचगोधूमस्यचचूर्णकं ॥२५॥ कृत्वै कत्रसपादंचगृहीत्वास्वगृहंययौ । ततोबंधूनसमाहूयचकारविधि नाव्रतम ॥ २६ ॥

તેજ દ્રવ્ય વડે સત્યનારાયણનું ઉત્તમ વ્રત કરીશ. એવો મનમાં વિચાર કરીને તે ભિલ્લે કાષ્ઠનો ભારો મસ્તક ઉપર લીધો અને તે રમ્ય નગરમાં જે ઠેકાણે ધનવાન લોકો રહેતા હતા, તે ઠેકાણે તે ગયો. તે દિવસે ભારાની કિંમત તેને બમણી મળી. ૨૪ પછી જેનું મન પ્રસન્ન થયું છે, એવો તે ભિલ્લ, સારાં પાકેલાં કેળાં, ગોળ, ઘી, દૂધ અને ઘઉંનો રવો. ૨૫ એટલી પ્રત્યેક સવા શેર જણસ એકઠી લઈને, પોતાને ઘેર આવ્યો. પછી પોતાના બાંધવ જનને તેડીને, તેણે યથાવિધિ વ્રત કર્યું. ૨૬

तद्व्रतस्यप्रभावेणधनपुत्रान्वितोभवेत । इहलोकेसुखंभुक्त्वाचांते सत्यपुरंययौ ॥ २७ ॥ इतिश्रीस्कंदपुराणेरेवाखंडेसत्यनारायण कथायांद्वितीयोऽध्यायः ॥ २ ॥

તે વ્રતના પ્રભાવથી તે ધન, ધાન્ય અને પુત્રવાન થયો. અને આ લોકમાં સુખ ભોગવીને અંતે સત્યપુરને વિષે ગયો. ૨૭

ઇતિ શ્રી સ્કંદપુરાણે રેવાખંડે સત્યનારાયણકથાયાં દ્વિતીયોઽધ્યાયઃ

અધ્યાય ૩ જો

सूत उवाच ॥ पुनरग्रेप्रवक्ष्यामिशृणुध्वंमुनिसत्तमाः । पुराचो
ल्कामुखोनामनृपश्चासीन्महीपतिः ॥ १ ॥ जितेंद्रियःसत्यवादी
ययौदेवालयंप्रति । दिनेदिनेधनंदत्वाद्विजान्संतोषयनसुधी ॥२॥
भार्यातस्यप्रमुग्धाचसरोजवदनासती । भद्रशीलानदीतीरेसत्य
स्यव्रतमाचरत ॥ ३ ॥ एतस्मिन्नंतरेतत्रसाधुरेकःसमागतः ।
वाणिज्यार्थंबहुधनैरनेकैः परिपूरितः ॥ ४ ॥

સુત કહેછેઃ–અહોમુનિવર્ય ! પુનઃ આગળ હું કહું છું તે સાંભળો પુર્વ કાલને વિષે ઉલ્કામુખ નામનો રાજા પ્રથ્વીનો પતિ હતો. ૧ જિતેંદ્રિય, સત્યવાદી અને સારો જાણુ હતો, તે રાજા પ્રતિ દિવસે મંદિરમાં જઇને બ્રાહ્મણોને ધન આપી સંતુષ્ટ કરતો હતો. ૨ કમલ સરખુ જેનું મુખ એવી તે રાજાની ભાર્યા ઘણી ચતુર અને પતિવ્રતા હતી, તેનું નામ ભદ્રશીલા હતું. તેની સાથે રાજાએ નદી ઉપર સત્યનારાયણનું વ્રત આરંભ્યું. ૩ એટલામાં ત્યાં એક સાધુ નામનો વાણિયો આવ્યો. વેપારને વાસ્તે તે ઘણું ધન નૌકામાં ભરી લાગ્યો હતો. ૪

नावंसंस्थाप्यतत्तीरेजगामनृपतिंप्रति । दृष्टासव्रतिनंभूपंपप्रच्छ
विनयान्वितः ॥ ५ ॥ साधुरुवाच ॥ किमिदंकुरुषेराजन्भक्ति
युक्तेनचेतसा । प्रकाशंकुरुतत्सर्वंश्रोतुमिच्छामिसांप्रत ॥ ६ ॥
॥ राजोवाच ॥ पूजनंक्रियतेसाधोविष्णोरतुलतेजसः । व्रतंच
स्वजनैःसर्धांपुत्राद्यावाप्तिकाम्यया ॥ ७ ॥

તેણે દ્રવ્યની નૌકા નદીના કિનારા ઉપર મુકીને રાજાની પાસે

ગમન કર્યું. રાજા વ્રતી છે, એમ જોઇને તેણે નમ્રતાથી પુછ્યું. ૫ સાધુ બોલ્યો હે રાજન ! ભક્તિયુક્ત મને કરીને આ શું કરો છો ? તે બધું સ્પષ્ટપણે મને કહો. હું તે હમણાં સાભળવા ઇચ્છું છું ૬ એવું સાધુનું વચન સાંભળીને રાજા બોલ્યો, હે સાધો ! અપરિમિત જેનું તેજ છે એવા વિષ્ણુંનું હું પુજન કરૂં છું. અને પુત્રાદિકની પ્રાપ્તિ થવા માટે સ્વજનની સાથે તેનુંજ વ્રત કરૂં છું. ૭

भूपस्यवचनंश्रुत्वासाधुःप्रोवाचसादरम् । सर्वंकथयमेराजन्करिष्येऽहंतवोदितम् ॥ ८ ॥ ममापिसंततिर्नास्तिएतस्माज्जायतेध्रुवा।नमृतोनिवृत्यवाणिज्यात्सानंदोगृहमागतः ॥ ९ ॥ भार्यायैकथितंसर्वंव्रतंसंततिदायकम्।तदाव्रतंकरिष्यामियदामेसंततिर्भवेत् १०

એવું રાજાનું વચન સાંભળીને ફરી સાધુ આદરથી બોલ્યો, હે રાજન્ ! તમે એને કહો. હું તમારા કહેવા પ્રમાણે કરીશ. ૮ મને પણ સંતતિ નથી. આ વ્રતથી તે નિશ્ચે થશે, એમ એણે, રાજા પાસેથી વ્રતનો વીધી સાંભળીને તે સાધુ વેપારથી પાછો વળીને આનંદે ઘેર આવ્યો, ૯ એ આપ સારૂં એવું તે બધું વ્રત તેણે પોતાની ભાર્યાને કહ્યું અને જ્યારે મને સતતિ થશે, ત્યારે હું વ્રત કરીશ ૧૦

इतिलीलावतींप्राहपत्नींसाधुःससत्तमः । एकस्मिन्दिवसेतस्यभार्यालीलावतीसती ॥ ११ ॥ भर्तृयुक्तानंदचित्ताभवद्धर्मपरायणा । गर्भिणीसाभवत्तस्यभार्यासत्यप्रसादतः ॥ १२ ॥ दशमेमासिवैतस्याःकन्यारत्नमजायत । दिनेदिनेसावव्रधेशुक्लपक्षेचन्द्रमा ॥ १३ ॥

એમ પોતાની લીલાવતી નામની ભાર્યાની પાસે તે સાધુ કહેતો હતો. એક દિવસે તે સાધુની લીલાવતી નામની પતિવ્રતા સ્ત્રી. ११ પતિની સાથે વાસ કરતી થકી આનંદયુક્ત મને કરી ધર્મ કૃત્યમાં તત્પર થઈ. તેથી સત્યનારાયણના પ્રસાદે કરી, તે ગર્ભિણી થઈ. १२ દશમે માસે તે લીલાવતીને કન્યારત્ન થયું. શુક્લપક્ષમાં જેમ ચંદ્ર વૃદ્ધિ પામે, તેમ તે દિને દિને વૃદ્ધિ પામવા લાગી. १३

नाम्नाकलावतीचेतितन्नामकरणंकृतं । ततोलीलावतीप्राहस्वामिनंमधुरंवचः ॥ १४ ॥ नकरोषिकिमर्थंवैपुरासंकल्पितंव्रतम् ।
॥ साधुरुवाच ॥ विवाहसमयेत्वस्याःकरिष्यामिव्रतंप्रिये ॥१५॥
इतिभार्यांसमाश्वास्यजगामनगरंप्रति । ततःकलावतीकन्यावव्रधेपितृवेश्मनि ॥ १६ ॥

તેથી તેનું કલાવતી એવું નામ પાડયું પછી લીલાવતી પોતાના સ્વામીને મધુર વચને બોલી કે, १४ પુર્વે સંકલ્પેલું વ્રત તમે કેમ નથી કરતા ? એવું લીલાવતીનું વચન સાંભળીને સાધુ બોલ્યો હે પ્રિયે ! એ વ્રત કન્યાના વિવાહ સમયે કરીશ १५ એવુ ભાર્યાને આશ્વાસન દઈને સાધુ નગર પ્રત્યે ગયો. પછી કલાવતી નામની કન્યા પોતાના પિતાને ઘેર વૃદ્ધિ પામવા લાગી. १६.

दृष्ट्वाकन्यांततःसाधुर्नगरेसखिभिःसह । मंत्रयित्वाद्रुतंदूतंप्रेषयामासधर्मवित् ॥ १७॥ विवाहार्थंचकन्यायावरंश्रेष्ठंविचारय । तेनाज्ञप्तश्चदूतोऽसौकांचनंनगरंययौ ॥ १८ ॥ तस्मादेकंवणिक्पुत्रंसमादायागतोहिसः । दृष्ट्वातुसुंदरंबालंवणिक्पुत्रंगुणान्वितम् ॥ १९ ॥

પછી કન્યાને વિવાહ યોગ્ય જોઈને અને નગરમાં રહેલા પોતાના

ના મિત્રોની સાથે વિચાર કરીને ધર્મના લક્ષણ એવા સાધુએ તરત દુત મોકલ્યો. ૧૭ તે દુતને કહ્યું કે, તું કન્યાના વિવાહ માટે સારા વરનો નિશ્ચય કરી આવ. તેણે આજ્ઞા કરેલો ગેલો દુત કાંચન નગરમાં ગયો. ૧૮ તે નગરમાંથી એક વાણીઆના છોકરાને લઇને તે પાસે આવ્યો. ગુણે કરી યુક્ત એવો સુંદર બાલક એટલે તે વાણીઆનો છોકરો હતો તેને જોઇને. ૧૯

**ज्ञातिभिर्बन्धुभिःसार्धंपरितुष्टेनचेतसा । दत्तवान्साधुःपुत्रीयक-न्याविधिविधानतः ॥ २० ॥ ततोभाग्यवशात्तेनविस्मृतंव्रतमुत्तमम । विवाहसमयेतस्या तेनरुष्टोऽभवत्प्रभुः ॥ २१ ॥ ततःका-लेन नियतोनिजकर्मविशारदः । वाणिज्यार्थंगतःशीघ्रंजामातृसहितो वणिक ॥ २२ ॥ रत्नसारपुरेरम्ये गत्वासिंधुसमीपतः । वाणिज्यमकरोत्साधुर्जामात्राश्रीमतासह ॥ २३ ॥**

પોતાની જ્ઞાતિ તથા બાંધવોની સાથે સંતુષ્ટ મને કરી સાધુએ પોતાની કન્યાને યથાવિધિ તે વરને પરણાવી. ૨૦ પછી ભાગ્ય વસાત તે કન્યાના વિવાહ સમયે પણ સાધુ એ ઉત્તમ વ્રતરે ભુલી ગયો. તેથી ભગવાન પ્રભુ રુષ્ટ થયા. ૨૧ કેટલાએક કાલે કરી પોતાના વેપાર સંબંધી કામમાં કુશળ એવો તે સાધુ તે સાધુ વેપારને અર્થે જમાતાને સાથે લઇને ઉતાવળથી નીકળ્યો. ૨૨ રમણીય એવા સાગરના કાંઠે વસેલા રત્નસાર નગરમાં તે સાધુ ગયો, અને પોતાના સુંદર જમાતાને સાથે લઇને વેપાર કરવા લાગ્યો. ૨૩

**भोगवती नगरेरम्येचंद्रकेतोर्नृपस्यच । एतस्मिन्नेवकालेतुसत्यना-रायणःप्रभुः ॥ २४ ॥ भ्रष्टप्रतिज्ञामालोक्यशापंतस्मैददवान । दारुणंकठिनंचास्यमहद्दुःखंभविष्यति ॥ २५ ॥ एकस्मिन्दिवसे**

राज्ञोधनमादायतस्करः । तत्रैवचागतश्चोरोवणिजौयत्रसंस्थिता ॥ २६ ॥ तत्पाश्चद्धावकान्दुतान्दृष्ट्वाभीतेनचेतसा । धनंसंस्थाप्यतत्रैवसतुशीघ्रमलक्षितः ॥ २७ ॥

તે બન્ને જણ ચંદ્રકેતુ રાજાના નગરમાં રહેતા હતા. એવા અવસરને વિષે સત્યનારાયણ પ્રભુએ સાધુને પ્રતિજ્ઞાનો ભંગ કરનાર એવો જોઇને તેને શાપ દીધો. તે એવો કે, 'દારૂણ અને કઠિન એવું મોટું દુઃખ એને થશે' ૨૪—૨૫ એક દિવસે ચોર રાજાનું દ્રવ્ય ચોરીને, જ્યાં સાધુ અને તેનો જમાતા, એ બન્ને જણ રહેતા હતા, ત્યાં આવ્યો ૨૬ પાછળથી દોડતા આવતા રાજદુતોને જોઇને ભયભીત મને કરી તે ચોર તે ધન ત્યાંજ મુકીને તરત નાસી ગયો.

ततोदुताःसमायातायत्रास्तेसज्जनोवणिक । दृष्टानृपधनंतत्रबध्धा दूतौवणिकमूतौ ॥ २८ ॥ हर्षेणधावनमानाश्चऊचुर्नपसमीपतः। तस्करौद्वौसमानीतौविलोक्याऽज्ञापयमभो ॥ २९ ॥ राज्ञाज्ञाप्तास्ततःशीघ्रंदढंबध्धानुतावुभौ । स्थापितौतौमहादूर्गेकारागारे विचारतः ॥ ३० ॥

પાછળથી, જે ઠેકાણે સાધું રહેતો હતો, તે ઠેકાણે રાજદુતો આવ્યા. અને એ ઠેકાણે રાજાનું ધન જોઇને તેમણે તે બન્ને વાણીઆને બાંધ્યા. ૨૮ અને હર્ષે કરી દોડતા દોડતા રાજાની પાસે આવી ને કહેવા લાગ્યા કે, હે પ્રભો ! એ ચોર લાવ્યા છીએ, તેમને જોઇને આપ આજ્ઞા કરો ૨૯ પછી, રાજાએ જેમને આજ્ઞા કરી છે એવા તે દુતોએ, વિચાર કર્યા વગર તે બન્ને વાણીઆને તરત જોરથી બાંધીને મહા કઠણ એવા કારાગૃહમા મુક્યા ૩૦

माययासत्यदेवस्यनश्रुतंकैस्तयोर्वचः । अतस्तयोर्धनंराज्ञागृह

तंचंद्रकेतुना ॥३१॥ तच्छापाच्चगृहेतस्यभार्याचैवातिदुःखिता। चोरेणापहृतंसर्वंगृहेयच्चास्थितंधनं ॥३२॥ आधिव्याधिसमायुक्ताक्षुत्पिपासातिदुःखिता। अन्नचिंतापराभूत्वाबभ्रामचगृहेगृहे॥

સત્યનારાયણની માયાએ કરી તે બન્ને વાણીઆનું વચન કોઇએ પણ સાંભળ્યું નહીં. પછી તે બે જણાનું દ્રવ્ય ચંદ્રકેતુ રાજાએ હરણ કરી લીધું. ૩૧ સત્યનારાયણના શાપે કરી સાધુની ભાર્યા પોતને ઘેર ઘણી દુખી થઇ તેના ઘરમાં જે કંઈ દ્રવ્ય હતું. તે પણ સર્વ ચોર ચોરી ગયા. ૩૨ અને રોગ અને ચિંતા, એણે કરી વ્યાપ્ત થયેલી ક્ષુધા અને તૃષાથી ગણી દુખી થયેલી જેને હંમેશ અન્નની ચિંતા પડી છે એવી તે સાધુની ભાર્યા ઘેર ઘેર ભમવા લાગી ૩૩

कलावतीतुकन्यापिबभ्रामप्रतिवासरम् । एकस्मिन्दिवसेजाता क्षुधार्ताद्विजमन्दिरम्।गत्वापश्यद्‌तंतत्रसत्यनारायणस्यच ॥३४॥ उपविश्यकथाश्रुत्वावरम्प्रार्थितंतत्‌पि । प्रसादभक्षणंकृत्वायया रात्रौगृहंप्रति ॥ ३५ ॥ माताकलावतीकन्यापप्रच्छप्रेमभावतः । पुत्रिरात्रौस्थिताकुत्रकितेमनसिवर्तते ॥ ३६ ॥

કલાવતી નામથી તે સાધુની કન્યા પણ પ્રતિ દિવસે ભમવા લાગી એક દિવસે તે કલાવતી ક્ષુધાએ કરીં પીડા પામતી થકી એક બ્રાહ્મણને ઘેર ગઇ. ત્યાં સત્યનારાયણ પાસે વર માગ્યો. પછી પ્રસાદ ખાઇને, તે રાત્રે પોતાને ઘેર ગઈ. ૩૫ માતાએ કલાવતી કન્યાને પ્રેમ ભાવથી પ્રશ્ન કર્યો કે, હે પુત્રિ ! તું રાતે ક્યાં હતી ? અને તારા મનમાં શું છે ? ૩૬

कन्याकलावतीप्राहमातरंप्रतिसत्वरम । द्विजालयेव्रतंमातर्दृष्टंवा

ञ्छितसिद्धदम् ॥ ३७ ॥ तच्छ्रुत्वाकन्यकावाक्यंव्रतंकर्तुंसमुद्यता । साधुदारावणिग्भार्यासत्यनारायणस्यच ॥ ३८ ॥ व्रतंचक्रेसैव साध्वीबंधुभिस्स्वजनैःसह । भर्तृजामातरौक्षिप्रमागच्छेतांस्वमाश्रमम् ॥ ३९ ॥

કલાવતી કન્યા માતાને સત્વર કહેવા લાગી-હે માતાજી ! બ્રાહ્મણને ઘેર મનોરથની સિદ્ધિ આપનારૂં એવું વ્રત મેં દીઠું. ૩૬ એવું કન્યાનું વાક્ય સાંભળીને સાધુની ભાર્યા લીલાવતી આનંદે કરી સત્યનારાયણનું વ્રત કરવાને ઉજમાળી થઇ. ૫૮ તે પતિવ્રતા લીલાવતીએ આપણા બાંધવ અને સ્વજનની સાથે વ્રત કર્યું અને વર માગ્યો કે, ‘ મારો પતિ અને જમાઇ વહેલા પોતાને ઘેર આવો ’ ૩૯

अपराधंचमेभर्तुर्जामातुःक्षंतुमर्हसि । इतिदिव्यंवरंववेरत्यदेवंपुनःपुनः व्रतेनानेनतुष्टोऽसौसत्यनारायणःप्रभुः ॥ ४० ॥ दर्शयामासहिस्वप्नंचंद्रकेतुंनृपोत्तमं । बंदिनोमोचयप्रातर्वणिजोनपसत्तम ॥ ४१ ॥ देयंधनंचतत्सर्वंगृहीतंयस्त्वयाधुना । नोचेत्त्वांनाशयिष्यामिसराज्यधनपुत्रकम् ॥ ४२ ॥

હે ભગવાન ! મારા પતિના તથા જમાઇના અપરાધ ક્ષમવા તમે યોગ્ય છો. લીલાવતીએ એવો વર વારંવાર સત્યનારાયણ પાસે માગ્યો. આ વ્રતે કરી સંતુષ્ટ થએલા એવા પ્રભુ સત્યનારાયણે. ૪૦ ચંદ્રકેતુ રાજાના સ્વપ્નામાં આવીને કહ્યું કે, હે નૃપસત્તમ ! પ્રાતઃકાલે વિષે કેદખાનામાંથી સાધુને તથા તેના જમાઇને મુક્ત કર ૪૧ તેનું જે દ્રવ્ય તેં હમણાં લીધું છે, તે બધું તેને પાછું આપી દે, નહીં તો તારો, તારા રાજ્યનો, તારા ધનનો તથા તારા પુત્રોનો નાશ કરીશ. ૪૨

एवमाभाष्यराजानंध्यानगम्योऽभवत्प्रभुः । ततः प्रभातसमये

राजास्वजनैःसह ॥ ४३ ॥ उपविश्यसभामध्येप्राहस्वप्नजनं प्रति । बध्यौमहाजनौशीघ्रंमोचयद्वौवणिक्सुतौ ॥ ४४ ॥ इति राज्ञोवचःश्रुत्वामोचयित्वामहाजनौ । समानीयनृपस्याग्रेप्राहुस्ते विनयान्विताः ॥ ४५ ॥

એમ ચંદ્રકેતુ રાજાને સ્વપ્નમાં કહીને ભગવાન ગુપ્ત થયા. પ્રાતઃકાલને વિષે રાજા પોતાના પ્રધાનોની સાથે. ૪૩ સભામાં બેસીને સર્વ લોકને સ્વપ્નની વાત કહેવા લાગ્યો, અને દૂતોને કહ્યું કે, બંદીખાનામાં મહાજન વાણીઆ છે તેમને વેહેલા મુક્ત કરો ૪૪ એવું રાજાનું વચન સાંભળીને વિનયવંત એવા દૂતોએ તે બન્ને મહાજનોને મુક્ત કરીને તથા રાજાની આગળ લાવીને કહ્યું કે. ૪૫

आनीयतौद्वौवणिक्पुत्रौमुक्तौनिगडबंधनात । ततौमहाजनौनत्वा चंद्रकेतुंनृपोत्तमम ॥ ४६ ॥ स्मरंतौपूर्ववृत्तांतंनोचतुर्भयाविव्हलौ । राजावणिक्तौवीक्ष्यवचः प्रोवाचसादरम ॥ ४७ ॥ दैवात्प्राप्तंमहद्दुःखमिदानींनास्तिवैभयम । तदानिगडसंत्यागंक्षौर कर्माद्यकारयत ॥ ४८ ॥

હે રાજન્! શ્રુંખલાથી મુક્ત કરેલા એવા બે વણિક પુત્રોને લાવ્યા છીએ. એમ દૂતોએ કહ્યા પછી તે બન્ને વાણિઆએ ચંદ્રકેતુ રાજાને નમસ્કાર કર્યા. ૪૬ પોતાનો પુર્વવૃત્તાંત સાંભરીને, ભયે કરી વિહ્વલ થએલા તે બન્ને જણા કાંઇ પણ બોલ્યા નહીં. ચંદ્રકેતુ રાજા સાધુને તથા તેના જમાઇને જોઇને આદર સહિત વચન બોલ્યો કે, ૪૭ દૈવના યોગથી મોટું દુઃખ તમને પ્રાપ્ત થયું, પણ હવે કાંઇ ધાસ્તી નથી. એમ કહીને રાજાએ તેજ વખતે તેમને બંધનમાંથી મુક્ત કર્યા અને તેમનું ક્ષૌર કર્માદિક કરાવ્યું. ૪૮

वस्त्रालंकारकंदत्वापरितोष्यनृपनृतौ । पुरस्कृत्यपाणक्यंत्राव
सातोषयदभृशम ॥ ४९ ॥ पुरानीतंतुयदद्रव्यंद्विगुणीकृत्यदत्त
वान । प्रोवाचतौततोराजागच्छसाधोनिजाश्रमम ॥ ५० ॥ रा-
राजनंप्रणिपत्याहगंतव्यंत्वत्प्रसादतः ॥ ५१ ॥ इतिश्रीस्कंद पुरा
णेरेवाखंडेसत्यनारायणकथायांतृतीयोऽध्यायः ॥ ३ ॥

પછી તે સાધુને તથા તેના જમાઈએ વસ્ત્ર અને અલંકાર દેઈ-
ને સંતુષ્ટ કર્યા. અને ફરીથી આદર યુક્ત ભાષણ કરીને પણ ઘણા
સંતોષ પમાડયા. ૪૯ આગળ જે તેમનું દ્રવ્ય લીધું હતું તે કરતાં
બમણું દ્રવ્ય તેમને આપ્યું અને પછી રાજાએ કહ્યું કે, સાધો હવે
તમે તમારે ઘેર જાઓ. ૫૦ રાજાને પ્રણામ કરીને સાધુએ તથા તેના
જમાઈએ કહ્યું કે, હે રાજન્ ! તમારા પ્રસાદથી હવે જઈશુ. ૫૧
ઇતી શ્રીસ્કંદ પુરાણેરેવાખંડે સત્યનારાયણકથાયાં તૃતીયોઽધ્યાય



## અધ્યાય ૪ થો.

॥ सूतउवाच ॥ यात्रांतुकृतवान्साधुर्मंगलायन पूर्विकाम । ब्रा-
ह्मणायधनदत्वातदातुनगरंययौ ॥ १ ॥ कियद्दूरेगतेसाधौसत्य
नारायणःप्रभु । जिज्ञासांकृतवान्साधोकिंथास्तितवनौस्थितम्
॥ २ ॥ ततोमहाजनौमत्तौहेलयाचमहस्यवै । कथपृच्छसिभोदं
डिनमुद्रांनेतुंकिमिच्छसि ॥ ३ ॥

સુત બોલ્યો અહો રુષિ રાજાની આજ્ઞા મળ્યા પછી સ્વસ્તિવા-
ચન પૂર્વક સાધુએ પ્રસ્થાન કર્યું ત્યારે બ્રાહ્મણોને ધન આપ્યું. પછી
તે નગર જવાને નીકળ્યો. ૧ સાધુ માર્ગે ચાલતો થોડો દૂર ગયો એ-

દક્ષામાં સત્યનારાયણ પ્રભુએ તે સાધુનું મન જોવાનું ધાર્યું. અને યતિનો વેષ લઈને પૂછ્યું કે, હે સાધો ! તારી નૌકામાં શું છે ? ૨ પછી ઉન્મત્ત થયેલા એવા તે બે મહાજનોએ ભગવાનની હેલના કરીને હાંસી કરી; અને બોલ્યા કે હે દંડિન્ ! કેમ પ્રશ્ન કરે છે ? કાંઈ અમારૂં દ્રવ્ય લઈ જવાનો વિચાર બીચાર છે કે શું ? ૩

लतापत्रादिकंचैववर्त्ततेतरणौमम। निष्ठुरंचवचःश्रुत्वासत्यंभवतुतेवचः ॥ ४ ॥ एवमुक्त्वागतःशीघ्रंदंडीतस्यसमीपतः । कियद्दूरेतलोगत्वास्थितःसिंधुसमीपतः ॥ ५ ॥ गतेदंडिनिसाधुश्चकृतनित्यक्रियस्तदा । उत्थितांतरणींदृष्ट्वाविस्मयंपरमंययौ ॥ ६ ॥ दृष्ट्वालतादिकंचैवमुर्च्छितोन्यपतद्भुवि । लब्धसंज्ञोवणिक्पुत्रस्ततश्चिंतान्वितोऽभवत ॥ ७ ॥

પણ મારી નૌકામાં પાંદડાં તથા વેલીયો ઇત્યાદિક છે. એવું નિષ્ઠુર વચન સાંભળીને સત્યનારાયણ બોલ્યા, તારૂં વચન સત્ય થાઓ ૪ એમ બોલીને તે યતિ સાધુની પાસેથી ગયો. પછી છેક દુર જઈને તે યતિ સમુદ્રના કિનારા ઉપર બેઠો. ૫ યતિ ગયો ત્યારે સાધુએ નિત્ય કર્મ કર્યું, અને નૌકાને પાણીપર હલકી થઇ તરી આવેલી જોઇ તેથી ઘણો વિસ્મય થયો. ૬ અને નૌકામાં ખરેખરજ પાંદડાં તથા વેલિયો ભરેલી છે. એમ જોઇને તે સાધુ મુર્છા ખાઇને ભુતલ ઉપર પડયો. પછી જેને ચેતના આવી છે એવો તે સાધુ ચિંતામાં પડયો ૭

तदातुदुहितुःकांतोवचनंचेदमब्रवीत । किमर्थंक्रियतेशोकःशापादत्तश्चदंडिना ॥ ८ ॥ शक्यतेऽनेनसर्वंहिकर्तुंचात्रनसंशयः । अतस्तंशरणंयामोवांछितार्थोभविष्यति ॥ ९ ॥ जामातुर्वचनंश्रुत्वातत्सकाशंगतस्तदा । दृष्ट्वाचदंडिनंपश्चात्यानत्वाप्रोवाचसा-

दरम ॥ १० ॥ क्षमस्वचापराधंमेयदुक्तंतवसंनिधौ । एवंपुनः पुनर्नत्वामहाशोकाकुलोः भवत ॥ ११

ત્યારે કન્યાનો વર એટલે જમાઈ સાધુને એમ બોલ્યો કે, તમે શામાટે શોક કરો છો ? પેલા યતિએ શાપ દીધો. ૮ આ યતિ બધું કરી શકે એમાં સંશય નથી. માટે તેનજ શરણે જઈએ. તો આપણા મનોરથ પુર્ણ થશે. ૯ એવું જમાઈનું વચન સાંભળીને સાધુ ત્યારેજ યતિની પાસે ગયો. યતિને જોઈ તથા ભકિતએ કરી પ્રણામ કરીને સાધુ આદર કરીને બોલ્યો. ૧૦ તમારી આગળ જે મેં કહ્યું તે મારો અપરાધ ક્ષમા કરો, એમ કહી, તથા ફરી ફરી નમસ્કાર કરી, તે સાધુ ઘણોજ શોકાકુલ થયો. ૧૧

प्रोवाचवचनंदंडीविलपंतंविलोक्यच । मारोदीःशृणुमद्वाक्यंमम पूजावहिर्मुखः ॥ १२ ॥ ममाज्ञयाचदुर्बुध्येलब्धंदुःखंमुहुर्मुहुः । तच्छ्रुत्वाभगद्वाक्यंस्तुतिंकर्तुंसमुद्यतः ॥ १३ ॥ साधुरुवाच ॥ त्वन्मायामोहिताःसर्वेब्रह्माद्यास्त्रिदिवौकसः । नजानंतिगुणान्रूपं तवाश्चर्यमिदंप्रभो ॥ १४ ॥

સાધુ વિલાપ કરે છે એમ જોઈને યતિ વચન બોલ્યો કે, હે સધો ! શોક કરીશ માં. મારૂં વાકય સાંભળ. મારી પુજાથી તું બહિર્મુખ થયો છે. ૧૨ તેથી મારીજ આજ્ઞાએ, હે દુર્બુધ્ધે ! તને ફરી ફરીથી દુઃખ ભોગવવું પડયું છે. એવું ભગવાનનું વચન સાંભળીને સાધુ સ્તુતિ કરવા લાગ્યો ૧૩ સાધુ બોલ્યો–હે પ્રભો ! તમારી માયાએ કરી બ્રહ્માદિક સકલ દેવ પણ મોહ પામ્યા છે. તેથી તે તમારા ગુણોને તથા રૂપને જાણતા નથી, એ આશ્ચર્ય છે. ૧૪

मूढोऽहंत्वांकथंजानेमोहितस्तवमायया । प्रसीदपूजयिष्यामियथा विभवविस्तरैः ॥ १५ ॥ पुरावित्तंचतत्सर्वंत्राहिमांशरणागतं ।

श्रुत्वाभक्तियुतंवाक्यंपरितुष्टोजनार्दनः ॥ १६ ॥ वरंचवांछितं दत्वातत्रैवांतर्दधेहरिः ततोनावंसमारुह्यदृष्ट्वावित्तप्रपूरितां॥१७॥ कृपयासत्यदेवस्यसफलंवांछितंमम । इत्युक्त्वास्वजनैःसार्धंपूजां कृत्वायथाविधि ॥ १८ ॥

હું મૂઢ તમારી માયાએ કરી મોહિત થયેલો તે તમને કેવી રીતે જાણું? હે પ્રભો ! આપ પ્રસન્ન થાઓ હું શક્તિમાફક તમારૂં પુજન કરીશ. ૧૫ મારૂં પહેલું જે દ્રવ્ય હતું તે સર્વ મને આપો શરણાગત એવા મારૂં રક્ષણ કરો એવું ભક્તિયુક્ત વચન સાંભળીને ભગવાન સંતુષ્ટ થયા. ૧૬ અને વાંછિત વર દેઇને ભગવાન તેજ ઠેકાણે ગુપ્ત થઇ ગયા પછી નૌકા ઉપર ચઢીને સાધુએ જોયું તો તે દ્રવ્યે ભરી પરિપુર્ણ કરેલી છે, ૧૭ તે જોઇને સાધુ બોલ્યો, સત્યનારાયણની કૃપાએ કરી મારો મનોરથ સફલ થયો એમ કહીને સ્વજનોની સાથે યથાવિધી પુજા કરીને. ૧૮

हर्षेणचाभवत्पूर्णःसत्यदेवप्रसादतः । नावंसंयोज्ययत्नेनस्वदेश गमनंकृतम् ॥ १९ ॥ साधुर्जामातरंप्राहपश्यरत्नपुरीमम । दूतं चप्रेषयामासनिजवित्तस्यरक्षकं ॥ २० ॥ दूतोऽसौनगरंगत्वा साधुभार्यांविलोक्यच । प्रोवाचवांछितंवाक्यंनत्वाबद्धांजलिस्त दा ॥ २१ ॥ निकटेनगरस्यैवजामात्रासहितोवणिक् । आगतो बंधुवर्गैश्चमित्रैश्चबहुभिर्युतः ॥ २२ ॥

સત્યનારાયણના પ્રસાદથી તે હર્ષ કરી પરિપૂર્ણ થયો. પછી યત્ને કરી નૌકા તૈયાર કરીને સ્વદેશ પ્રત્યે ગમન કરવા સારૂ નીકળ્યો. ૧૯ નગરની પાસે આવ્યો ત્યારે સાધુએ જમાઇને કહ્યું કે. એ રત્નપુરીને જુઓ. એમ કહીને પોતાના દ્રવ્યનો રક્ષક જે દૂત તેને, નગર

જણી મોકલ્યો, ૨૦ તે દૂત નગરમાં જઈ, સાધુની ભાર્યાને જોઈને તે ભાર્યા ને ઈષ્ટ જે વચન તેજ હાથ જોડી નમસ્કાર કરીને બોલ્યો. ૨૧ દૂત બોલ્યો, નગરની પાસેજ જમાઈ સાથે સાધુ આવ્યા છે. તેમની સાથે ઘણા બન્ધુવર્ગ અને ઘણું દ્રવ્ય છે. ૨૨

श्रुत्वातुलद्वचोवाक्यंमहाहर्षवतीसती । सत्यपूजांततःकृत्वाप्रोवाचतनुजांप्रति ॥ २३ ॥ व्रजामिशीघ्रमागच्छसाधुसंदर्शनायच । इतिमातृवचःश्रुत्वाव्रतंकृत्वासमाप्यच ॥ २४ ॥ प्रसादंच परित्यज्यगतासापिपतिंप्रति । तेनरुष्टःसत्यदेवोभर्तारंतरणींतथा ॥ २५ ॥

દૂતના મુખથી એવું વચન સાંભળીને ઘણો હર્ષ થયો છે, એવી સતી લીલાવતી, સત્યનારાયણની પુજા કરીને પછી પોતાની કન્યાને કહેતી હવી કે, ૨૩ હું જાઉં છું તું પણ સાધુને મળવા માટે વહેલી આવ. એવું માતાનું વચન સાંભળીને કલાવતી નામની કન્યાએ વ્રત સમાપ્ત કર્યું. ૨૪ અને પ્રસાદનો ત્યાગ કરીને તે પતિની પાસે ગઈ. તેથી સત્યનારાયણ રૂઠ થયા, અને તે કલાવતીના પતિને તથા નૌકાને પણ ૨૫

संहृत्यचधनैःसार्धंजलेतस्यामज्जयत । ततः कलावतीकन्यान विलोक्यनिजंपतिम् ॥२६॥ शोकेनमहतातत्ररुदतीचापतद्भुवि। दृष्ट्वातथाविधांनावंकन्यांचबहुदुःखिताम ॥ २७ ॥ भीतेनमनसा साधुःकिमाश्चर्यमिदंभवेत् । चिंत्यमानाश्चतेसर्वेबभूवुस्तरिवाहकाः ॥ २८ ॥

દ્રવ્યની સાથે તે નદીના જળમાં સત્યનારાયણે ડુબાવ્યા. જ્યારે કલાવતી કન્યાએ પોતાનો પતિ જોયો નહીં, ૨૬ ત્યારે તે મોટા શો-

કે કરી રૂદન કરતી થકી, તેજ ઠેકાણે ભુમી ઉપર પડી ગઇ. તેવા પ્રકારની નૌકાને અને ઘણી દુઃખી થએલી પોતાની કન્યાને જોઇને. ૨૭ સાધુના મનમાં ભીતિ ઉત્પન્ન થઇ. તેણે મનમાં વિચાર્યું કે, આ શું આશ્ચર્ય છે ? નૌકાના ચાલનારા એવા ખારવા લોકો, પણ એ વાતનો વિચાર કરવા રહ્યા. ૨૮

ततोलीलावतीकन्यांदृष्ट्वासाविह्वलाभवत् । विललापातिदुःखेन भर्तारंचेदमब्रवीत् ॥ २९ ॥ इदानींनौकयासार्धंकथंसोऽभूदलक्षितः । नजानेकस्यदेवस्यहेलयाचैवसाहृता ॥ ३० ॥ सत्यदेवस्यमाहात्म्यंज्ञातुंवाकेनशक्यते । इत्युक्त्वाविललापवततश्चस्वजनैःसह ॥ ३१ ॥

પછી લીલાવતી પોતાની કન્યા કલાવતીને જોઇ વિહ્વલ થઇ અને ઘણા દુઃખે કરી વિલાપ કરવા લાગી, અને પતીને એમ કહેવા લાગી કે, ૨૯ હમણાં ને હમણાંજ તે ( જમાઇ ) નૌકાની સાથે કેમ અદ્રશ્ય થયો ? કયા દેવતાની અવજ્ઞાએ તે નૌકા હરણ કરી ? તે હું જાણતી નથી ૩૦ સત્યનારાયણનું માહાત્મ્ય કોણ જાણી શકે ? એમ બોલીને તે લીલાવતી સ્વજનોની સાથે વિલાપ કરવા લાગી. ૩૧

ततोलीलावतीकन्यांक्रोडेकृत्वारुरोदह । ततः कलावतीकन्यानष्टेस्वामिनिदुःखिता ॥ ३२ ॥ गृहीत्वापादुकेतस्यानुगंतुंचमनोदधे । कन्यायाश्चरितंदृष्ट्वासभार्यःसज्जनोवणिक ॥ ३३ ॥ अतिशोकेनसंतप्तश्चिंतयामासधर्मवित् । हृतंवासत्यदेवेनभ्रांतोऽहंसत्यमायया ॥ ३४ ॥

પછી લીલાવતીએ પોતાની કન્યાને ખોળામાં લઇને રૂદન કરવા માંડયું. પછી પતિ નાશ પામ્યાથી દુઃખી થયેલી કલાવતીએ ૩૨ પો-

તાના પતિની પાદુકાઓ લઇને સહગમન કરવાનું મનમાં આવ્યું. એ-
ન્યાનું ચરિત્ર જોઇને સાધુના મનમાં બીક ઉપજી. ૩૩ તે પણ્યા શો-
કે કરી સંતાપ પામતો થકો ધર્મનો જાણ હોવાથી વિચાર કરવા લા-
ગ્યો કે, મારો જમાઇ અને ધન સત્યનારાયણે હરણ કર્યું, અથવા
સત્યનારાયણની માયાએ કરી મનેજ આ મોહ થયો છે ? ૩૪

**सत्यपूजांकरिष्यामियथात्रिभवविस्तरैः । इतिसर्वान्समाहुयक थयित्वामनोरथम् ॥ ३२ ॥ नत्वाचदंडवद्भूमासत्यदेवंपुन पुनः । ततस्तुष्टःसत्यदेवोदीनानांपरिपालकः ॥ ३६ ॥ जगादवचनं चैनंकृपयाभक्तवत्सलः । त्यक्त्वाप्रसादंतेकन्यापतिंद्रष्टुंसमागता ॥**

મારા વૈભવની માફક હું વિસ્તારથી સત્યનારાયણની પુજા કરીશ;
એવો પોતાનો મનોરથ સાધુએ સર્વ લોકોને તેડાવીને કહ્યો. ૩૫
અને સત્યનારાયણને ફરી ફરી ભુમિ ઉપર સાષ્ટાંગ નમસ્કાર કરયો,
તેથી દીન જનોનું પરિપાલન કરનારા એવા સત્યનારાયણ સંતુષ્ટ થયા
૩૬ અને કૃપાયે કરી ભકતવત્સલ એવા સત્યનારાયણ સાધુને કહે-
વા લાગ્યા કે, પ્રસાદનો ત્યાગ કરીને તારી કન્યા પતીને જોવા આ-
વી છે. ૩૭

**अतोऽदृष्टेऽभवचस्याःकन्याकायाःपतिर्ध्रुवम् । गृहंगत्वाप्रसादं चभुक्त्वासायातिचेत्पुनः ॥ ३८ ॥ लब्धभर्त्रीसुतासाधोभाविष्यतिनसंशयः । कन्यकातादृशंवाक्यंश्रुत्वागगनमंडलात् ॥३९॥ क्षिप्रंतदागृहंगत्वाप्रसादंचबुभोजसा । सापश्चात्पुनरागत्यददर्श स्वजनंपतिम ॥ ४० ॥**

તેથી તેનો પતિ અદૃસ્ય થયો છે, એ નિશ્ચય જાણજો. જો હમ-
ણાં એ ઘેર જઇને અને પ્રસાદ ભક્ષણ કરીને પાછી આવશે. ૩૮
તો હે સાધો ! એ તારી કન્યા પોતના પતિને પામશે, એમાં સંશય

નથી. કન્યા કલાવતીએ એવું વાક્ય આકાશ મંડળમાંથી સાંભળીને. ૩૯ તેજ વખતે ત્વરાથી ઘેર જઈ પ્રસાદ ભક્ષણ કરયો. અને પાછી ફરીને આવી ત્યારે તેને પોતાનો પતિ અને સ્વજન નજરે આવ્યાં. ૪૦

ततःकलावतीकन्याजगादपितरंप्रति । इदानींचगृहंयाहिविलंबं कुरुषेकथम ।।४१।। तच्छ्रुत्वाकन्यकावाक्यंसंतुष्टोऽभूद्वणिक्सुतः। पूजनंसत्यदेवस्यकृत्वाविधिविधानतः ।। ४२ ।। धनैर्बंधुगणैः सार्धंजगामनिजमंदिरं । पौर्णमास्यांचसंक्रांतौकृतवान्सत्यपूजानम ।। ४३ ।। इहलोकेसुखंभुक्त्वाचांतेसत्यपुरंययौ ।। ४४ ।।

इतिश्रीस्कंदपुराणेरेवाखंडेसत्यनारायणव्रतकथायांचतुर्थोऽध्यायः ।। ४ ।।

પછી કલાવતી કન્યા પોતાના પિતા પ્રત્યે બોલી કે, હે પિતાજી! ચાલો, હમણાં ઘેર જઈએ. ખોટી શું કરવા કરો છો ? ૪૧ એવું કન્યાનું વચન સાંભળીને વણિક પુત્રને સંતોષ થયો. પછી સત્યનારાયણનું પુજન શાસ્ત્રમાં કહેલી રીતિ પ્રમાણે કરીને ૪૨ તે સાધુ ધન તથા બંધુવર્ગને સાથે લઇને પોતાને ઘેર ગયો. ઘેર આવ્યા પછી પુનમને તથા સંક્રાતિને દિવસે તે સત્યનારાયણનું પુજન કરતો હતો. ૪૩ તેથી આલોકમાં સુખ ભોગવીને અંતે સત્યપુર પ્રત્યે ગમન કર્યું હતું. ૪૪

ઇતિશ્રીસ્કંદપુરાણેરેવાખંડે સત્યનારાયણકથાયાં ચતુર્થોઽધ્યાયઃ

## અધ્યાય ૫ મો,

।। सूतउवाच ।। अन्याच्चप्रवक्ष्यामिशृणुध्वंमुनिसत्तमाः।आ-

सोऽंगध्वजोराजाप्रजापालनतत्परः ॥ १ ॥ प्रसादंसत्यदेवस्य त्यक्त्वादुःखमवापसः । एकदासवनंगत्वाहत्वाबहुविधान्पशून् ॥ २ ॥ आगत्यवटमूलंचदृष्ट्वासत्यस्यपूजनम । गोपाःकुर्वंति संतुष्टाभक्तियुक्ताःसबांधवाः ॥ ३ ॥

સૂત બોલ્યા, અહો મુનિવર્ય ! હવે બીજું એક કથાનક કહું છું તે સાંભળો. પ્રજાનું પાલન કરવા વિષે તત્પર એવો અંગધ્વજ નામનો એક રાજા હતો. ૧ સત્યનારાયણના પ્રસાદનો ત્યાગ કરીને તે દુઃખ પામ્યો હતો. એક સમયે તે રાજા વનમાં જઈને તથા અનેક જાતના પશુઓને મારીને ૨ વડ વૃક્ષની તળે આવ્યો. ત્યાં સંતુષ્ટ એવા ગોવાળિયા પોતાના બાંધવ વર્ગની સાથે ભક્તિયુક્ત સત્યનારાયણનું પુજન કરતા હતા, તે રાજાએ જોયું. ૩

राजादृष्ट्वातुदर्पेणनगतोननामसः । ततोगोपगणाः सर्वेप्रसादं नृपसंनिधौ ॥ ४ ॥ संस्थाप्यपुनरागत्यभुक्त्वासर्वेयथेप्सितम् । ततःप्रसादंसंत्यज्यराजादुःखमवापसः ॥ ५ ॥ तस्यपुत्रशतंनष्टं धनधान्यादिकंचयत् । सत्यदेवेनतत्सर्वंनाशितंमयनिश्चितम ॥ ६ ॥ अतस्तत्रैवगच्छामियत्रदेवस्यपूजनम । मनसातुविनि- श्चित्ययथौगोपालसंनिधौ ॥७॥

જોઈને પણ તે રાજા મદોન્મત્ત હોવાથી ત્યાં ગયો નહીં. અને તેણે નમસ્કાર પણ કર્યો નહીં. પછી સર્વ ગોપગણોએ રાજાની પાસે પ્રસાદ મુકી, ૪ પછી પોતાને સ્થાનકે જઈ, યથેષ્ટ ભોજન કર્યું. પછી પ્રસાદનો ત્યાગ કરીને રાજા દુઃખ પામ્યો, ૫ તેના સો પુત્ર નાશ પામ્યા. જે કાંઈ ધન ધાન્ય હતું તે પણ બધું નાશ પામ્યું. ત્યારે રાજાએ નિશ્ચય કર્યો કે, સત્યનારાયણેજ મારો સર્વ નાશ કર્યો

છે; કે માટે હું, જ્યાં સત્યનારાયણનું પુજન થતું હશે ત્યાં જઈશ. એવો મનમાં નિશ્ચય કરીને તે રાજા ગોવાળિયાંની પાસે ગયો, ૭

ततोऽसौसत्यदेवस्यपूजांगोपगणैःसह । भक्तिश्रद्धान्वितोभूत्वा चकारविधिनानृपः ॥ ८ ॥ सत्यदेवप्रसादेनधनपुत्रान्वितोऽभवत् । इहलोकेसुखंभुक्त्वाचांतेसत्यपुरंययौ ॥ ९ ॥ यइदंकुरुते सत्यव्रतंपरमदुर्लभम् । शृणोतिचकथांपुण्यांभक्तियुक्तःफलप्रदा- म ॥ १० ॥ धनधान्यादिकंतस्यभवेत्सत्यप्रसादतः । दरिद्रोल भतेवित्तंबद्धोमुच्यतेबंधनात् ॥ ११ ॥

પછી ગોપગણોને સાથે લઈને તે રાજાએ ભક્તિશ્રધ્ધાએ કરી સત્યનારાયણનું પુજન યથાવિધિ કરયું. ૮ સત્યનારાયણના પ્રસાદથી તે રાજા ધન તથા પુત્રેકરી યુકત થયો. આલોકને વિષે સુખ ભોગવી ને અંતે સત્યપુર પ્રત્યે ગયો. ૯ ઘણું દુર્લભ એવું સત્યનારાયણનું વ્રત જે માણસ કરે છે, અને ભક્તિ થઈને ફલ આપનારી એની કથા સાંભળે છે, ૧૦ તેને સત્યનારાયણના પ્રસાદથી ધન ધાન્ય મળે છે. દરિદ્રી પુરૂષ હોય તો તેને દ્રવ્ય મળે છે. બંધનમાં પડેલા પુરૂષ હોય તો તે બંધનમાંથી છુટે છે. ૧૧

भीतोभयात्प्रमुच्येतसत्यमेवनसंशयः । इप्सितंफलंभुक्त्वाचांते सत्यपुरंव्रजेत् ॥ १२ ॥ इतिवःकथितंविप्राःसत्यनारायणव्रतम् । यत्कृत्वासर्वदुःखेभ्योमुक्तोभवतिमानवः ॥ १३ ॥ विशेषतः कलियुगेसत्यपूजाफलप्रदा । केचित्कालंवदिष्यातिसत्यमीशंत मेवच ॥ १४ ॥

કોઈ બીક પામેલો હોય તો તે ભયથી મુકત થાય છે, એ સત્ય

છે એમાં સંશય નથી. અને તે ઇચ્છિત ફલ ભોગવીને અંતે સત્યપુર પ્રત્યે જાય છે. ૧૨ સુત કહે છે; અહો રુષિ ! એવું સત્યનારાયણનું વ્રત મેં તમને કહ્યું. જે કર્યાથી મનુષ્ય સર્વ દુખમાંથી મુક્ત થાયછે. ૧૩ વિશેષે કરી કલિયુગમાં સત્યનારાયણની પુજા જે છે. તે ફળદાયક છે. એ સત્યનારાયણને કોઇ કાલ કહેશે, કોઇ સત્ય કહેશે, તેનેજ કોઇ ઇશ કહેશે. ૧૪

**सत्यनारायणंकेचित्सत्यदेवंतथापरे । नानारूपधरोभूत्वासर्वेषामीप्सितप्रदः ॥ १५ ॥ भविष्यतिकलौसत्यव्रतरूपीसनातनः । यइदंपठतेनित्यंशृणोतिमुनिसत्तमाः । सत्यंनश्यंतिपापानिसत्यदेवप्रसादतः ॥ १६ ॥ इतिश्रीस्कंदपुराणेरेवाखंडेसत्यनारायणव्रतकथायांपंचमोऽध्यायः ॥ ५ ॥**

તથા કોઇ સત્યનારાયણ કહેશે; ને બીજા કોઈ સત્યદેવ કહેશે. તાત્પર્ય નાનાપ્રકારનાં રૂપ ધારણ કરીને ભગવાન સર્વ લોકોને ઇચ્છિત વસ્તુ આપે છે. ૧૫ એવો ભગવાન કલિયુગમાં સત્યનારાયણના વ્રતના રૂપે લોકમાં ચિરકાલ રહે છે. અહો મુનીવર્ય ! જે મનુષ્ય એ કથાનું નિત્ય પઠન કરે છે, તથા નિત્ય શ્રવણ કરે છે. તેનાં પાતકો સત્યનારાયણના પ્રસાદથી ખરેખર નાશ પામે છે. ૧૬

ઇતિ શ્રીસ્કંદ પુરાણે રેવાખંડે સત્યનારાયણકથાયાં પંચમોઽધ્યાયઃ

## ઇતિ શ્રીસત્યનારાયણની પુજા તથા કથા સમાપ્ત



# જાહેર ખબર

## પેટંટસ મેન્યુફેકચરીંગ કુંમ્પની

## ની

## ખાસ દેશી બનાવટ

શું ?

## દવાઓ

**ફક્ત એકજ વખત વાપરી ખાતરી**

**થવા ભલામણ છે.**

**સુતપાન**—આ દવા શરીરનું ખાપણું, છાતીમાંની ચાંદી, વીષ (ઝેર ની પીડા ) વાયુ તમામ જાતના પીતના વીકાર, કમ અકલ અને યાદશકતીએ કરી હીન એ તમામ રેગોને જડ મુળથી નાશ કરે છે. તેમજ બુદ્ધી તથા યાદશકતીનો ઘણુંજ સહેલાઇથી વધારો કરે છે. બા. ૧ ની કીં. ૧-૧૨-૦

બનાવનાર

**શા. ડાહ્યાભાઈ હરીલાલ**

ઠે. ૧૧૩, ઘાંચીનીપોળ—અમદાવાદ

સોલ એજંટ

શા. સુખલાલ નાથાલાલ રીચીરોડ કુવારા પાસે
મુ. અમદાવાદ